श्रीश्रेयस्साधकअधिकारिवर्ग ग्रंथावलि-ग्रन्थांक-८२.
—સંવત્ ૧૯૭૨ ના કાર્તિક કૃષ્ણ ચતુર્દશીના ૧૦૩ જા મહોત્સવ નિમિત્ત—

# श्री सदुपदेशश्रेणी.

## चतुस्त्रिंशतितम सदुपदेश.

### વિષયાનુક્રમણિકા.


| વિષય. | | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૧ અલ્પદૃષ્ટિ અને બ્રહ્મદૃષ્ટિ (નર્મદા૦) | ... | ૧ |
| ૨ અવળ વાણી (ભોગીલાલ) ... | ... | ૧૧ |
| ૩ વેદાંતપરિભાષાવ્યાખ્યા (કણીયા) | ... | ૨૦ |
| ૪ પ્રાચીન ઇજીપ્ટની પૌરાણિકી કથા (છ૦ કણીયા) | | ૩૯ |
| ૫ અર્વાચીન માનસશાસ્ત્ર (ઓઝા) | ... | ૫૬ |
| ૬ કીર્તનો ... ... ... | ... | ૧ |


—પ્રવર્તક—

श्रीमद् उपेन्द्र भगवान.
—વડોદરા.—

—પ્રસિદ્ધ કરનાર—
શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ તરફથી
પુંજાલાલ મોહનલાલ શુક્લ.
વડોદરા.



પ્રત ૫૦૦. ઇ૦ સ૦ ૧૯૧૫. આવૃત્તિ ૧ લી.

શ્રી 'સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપી.
પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

मूल्य रु. ०-८-०




# પ્રસ્તાવના.

---

સંવત ૧૯૭૨ ના કાર્તિક કૃષ્ણપક્ષ ચતુર્દશી વડોદરામાં શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૧૦૩ જો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો, તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનો અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત્ ૧૯૭૨ કાર્તિક
કૃષ્ણ ૧૩ શનિવાર.
વડોદરા.

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ.

॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## चतुस्त्रिंशतितम सदुपदेश.

### अल्पदृष्टि अने ब्रह्मदृष्टि.

यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति
भूमैव सुखं भूमात्वेव विजिज्ञासितव्यः ॥ छान्दोग्य ॥

"જે તત્ત્વ મોટામાં મોટું છે તે જ સુખરૂપ છે, જે અલ્પ છે તેમાં સુખ નથી. માટે બ્રહ્મતત્ત્વ જ સુખરૂપ હોવાથી જાણવા યોગ્ય છે."

છાન્દોગ્યઉપનિષદ્.



સુખનાં સઘળાં ધનાદિ સાધનો વિદ્યમાન છતાં પ્રાણીઓ સુખભ્રષ્ટ કેમ રહે છે, અને દુઃખનાં સઘળાં નિમિ- વીંટાયલા છતાં વિરલ મહાત્માઓ પ્રસન્નવદનથી જીવન કેમ અનુભવાય છે—આ પ્રશ્નનું જે ઉત્તર આપવામાં અને રને અનુસાર જીવનપદ્ધતિ ગોઠવવામાં તત્ત્વવિદ્યા અથવા નના અભ્યાસનું પ્રયોજન શમાયેલું છે. આ પ્રશ્નનું સમાધાન રવું એ તત્ત્વવિદ્યાનું ફલ છે, અને તે પ્રમાણે જીવનપદ્ધ- થત થવું એ યોગકલાનું ફલ છે. કેવલ વિદ્યા અથવા । જીવન્મુક્તિના સુખનો આવિષ્કાર કરી શકતી નથી. તે સુખનો પ્રકાશ થવામાં વિદ્યા અને કલાના યોગની અપે-

સુખભ્રષ્ટતા અને આનંદનિષ્ઠા પ્રકટ થવામાં સાધનોનો યોગ નિયત કારણ નથી, પરંતુ દૃષ્ટિભેદ જ કારણ છે. અલ્પદૃષ્ટિ સુખથી ભ્રષ્ટ રાખે છે, બ્રહ્મદૃષ્ટિ આનંદમગ્ન બનાવે છે.

દૃષ્ટિ—શબ્દવડે આપણે નેત્રવૃત્તિનું પ્રથમ ગ્રહણ કરીએ છીએ, પરંતુ તેનો બીજો પારિભાષિક અર્થ આંતર પ્રત્યક્ષ છે. આ આંતર પ્રત્યક્ષ જેમનું ઉઘડ્યું છે તેઓ જ્ઞાની કહેવાય છે. આપણી આ દૃષ્ટિ જ્યારે અલ્પ અથવા નાના વિષયને સ્પર્શ કરી જ્ઞાનનો ઉદય કરે છે ત્યારે આપણું અલ્પદર્શન અથવા ખદ્યોતજેવું અલ્પજ્ઞાન પ્રકટ થાય છે; જ્યારે આ દૃષ્ટિ અમર્યાદ તત્ત્વને—બ્રહ્મને સ્પર્શ કરે છે ત્યારે બ્રહ્મદર્શન અથવા સવિતૃવત્ આપણું વિશાલ જ્ઞાન પ્રકટ થાય છે. દૃષ્ટિ અથવા જ્ઞાન સ્વતઃ સૂર્યપ્રકાશની પેઠે વ્યાપક છે, પરંતુ જેમ ગિરિ ગહ્વર વિગરે પ્રતિબંધોવડે વ્યાપક સૂર્યપ્રકાશ ખંડિત થાય છે તેમ આ વ્યાપકદૃષ્ટિ શરીર, મન, પ્રાણ ઇત્યાદિ ઉપાધિના પ્રતિબધોવડે ખંડિત થઇ અલ્પ વિષયાકાર બની રહે છે. જેમ પ્રતિબંધની નિવૃત્તિથી સૂર્યપ્રકાશ આકાશમાં શોભી રહે છે તેમ દેહાદિ ઉપાધિના શમનવડે આત્મપ્રકાશ સર્વતઃ સૌન્દર્ય ધારણ કરી રહે છે.

આપણી આ સ્વાભાવિક અથવા નૈસર્ગિક આત્મદૃષ્ટિ અલ્પાકાર બનવામાં તત્ત્વજ્ઞો છ નિમિત્તો માને છે, અને તે નિમિત્તો વ્યક્તિમાં તેમ જાતિમાં ક્રમશઃ આવિર્ભાવ પામે છે. જે નિયમ અલ્પ દૃષ્ટિના ઉદયમાં એક વ્યક્તિમાં પ્રવર્તે છે તે નિયમ જાતિમાં પણ પ્રવર્તે છે. અલ્પદૃષ્ટિના નિશ્ચયો વ્યક્તિમાં રૂઢ થયા તો જાતિમાં રૂઢ થતા ચાલે છે. અને તે જાતિમાં જન્મ લેનારી નવી વ્યક્તિઓમાં તે ગુણધર્મો જાતિધર્મતરીકે અવતરે છે. અલ્પદૃષ્ટિની સાંકળો આપણે ઉભી કરીએ છીએ, જાતિમાં તેને વધારે સાંકળીએ છીએ, અને નવી પ્રજામાં તેને ન છૂટે તેવી ગ્રંથિનું રૂપ આપીએ છીએ. આ નિશ્ચય આપણે અલ્પદૃષ્ટિનાં છ નિમિત્તોને સ્પષ્ટ કરીશું.

આપણા વર્તમાન જન્મના વ્યતિકરોની સ્મૃતિ જ્યાં પહોંચે છે ત્યાં સુધી દૃષ્ટિ પાછી વાળીશું તો આપણને સહજ જણાશે કે આપણી સ્તનંધયાવસ્થાનો અંત અને શિશુભાવારંભસમયમાં આપણને આપણા દેહની દૃષ્ટિ, ઝાંખી ઉદય સ્મૃતિ હાલ થાય છે. આ સ્મૃતિ તે સમયના અનુભવ-

પૂરે છે. આપણે દેહ ધારણ કરીએ છીએ, અને તે દેહ આપણા સુખ દુઃખનું સાધન છે—આ મંતવ્યનું બીજ આપણા પૂર્વજોના સતત અનુભવના સંસ્કારની અનુવૃત્તિમાં રહેલું છે. તેને અંકુરિત કરવામાં, નવી વિદ્યા સંપાદન કરવામાં જેવો શ્રમ પડે છે તેવો શ્રમ પડતો નથી. આથી દેહદૃષ્ટિ અથવા દેહભાન આપણને નિસર્ગતઃ પ્રાપ્ત થયેલું માનવામાં આવે છે. દેહમાં મર્યાદા પામેલું આપણું આત્મસ્વરૂપ નવરાત્રિના ઘટમાં મૂકેલા દીવાના જેવું છે. દીપક સ્વતઃ અંદર પ્રકાશે છે, પણ તેનો પ્રકાશ ઘટજેવડો જ થઈ રહે છે. આપણો શિશુભાવ ખીલતો ચાલે છે, આપણે કિશોરાવસ્થાને પ્રાપ્ત થઇએ છીએ. માતપિતા અને કુટુંબિજનો ઉપરાંત અધિક જનોના સંગમાં આપણો દેહ આવે છે. ગુરુજનોનો અને સહાધ્યાયીઓનો સંગ થાય છે, અને આપણાં આત્મદીપકનાં કિરણો, નવરાત્રિના ઘટના છિદ્રમાંથી નીકળતા દીપકના પ્રકાશની પેઠે, આપણાં જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોદ્વારા બહાર આવે છે. અને આપણે આ દશ દ્વારથી જાણ્યે અજાણ્યે નવરાત્રિનો ઉત્સવ સાધી દશમી રાત્રિએ આ સંસારમાં જાણે વિજય કરવા સારૂ મનરૂપ ઘોડાઉપર ચઢી પ્રયાણ કરીએ છીએ. દેહમય થયેલી અલ્પદૃષ્ટિ કંઇક વિશાલ બની ઇન્દ્રિયાનુસારી બને છે. ઇન્દ્રિયદ્વારા જે અનુભવાય તે અસત્યના અંશો પેદા હોય તેનો વિવેક કરી શકતા નથી. ગુરુજનો કહે તે સાચું નેત્રવડે જોઇએ તે તેવુંજ છે એવા અનુભવને શરણ થઈ આપણે ઇન્દ્રિયાધીન જીવન ગાળતા થઇએ છીએ. સાચું છે એમ માનીએ છીએ.

આપણી ઇન્દ્રિયાધીન અલ્પદૃષ્ટિનું નિયંત્રણ બે બાજુથી થાય છે. ઇન્દ્રિયજન્ય જ્ઞાનને સત્ય માની દેહાદિ સંઘાતને ઇષ્ટપ્રાપ્તિમાં પ્રવર્તાવનાર અને અનિષ્ટનિવૃત્તિઅર્થે તે સંઘાતને નિષ્ક્રિય રાખનાર જે અધ્યાત્મબલ છે તેને પ્રાણતત્ત્વ કહે છે. તે તત્ત્વ પોતાની પાંચ પ્રકારની વૃત્તિવડે દેહાદિ સંઘાતની ચેષ્ટાનું નિયંત્રણ કરે છે. જ્યારે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો નિયત વિષયમાં દૃષ્ટિને મર્યાદિત બનાવે છે, ત્યારે પ્રાણતત્ત્વ તે તે ઇન્દ્રિયોના વિશેષ વેગને સામાન્ય બલથી જીવન આપે છે. નેત્રવૃત્તિ જ્યારે અધ્યાત્મદૃષ્ટિને રૂપમાં મર્યાદિત બનાવે છે, શ્રોત્રવૃત્તિ જ્યારે તે દૃષ્ટિને શબ્દમાં મર્યાદિત બનાવે છે ત્યારે પ્રાણવૃત્તિ તે તે નેત્ર અને શ્રોત્રને સમબલે પ્રેરી એક અભિમાનીમાં તે તે વિશેષવૃત્તિને નિયંત્રિત કરે છે. આ સા-

માન્ય અને વિશેષ બલ અધ્યાત્મમર્યાદામાં સમજવા સારૂ આપણે ક્ષિતિજઉપર ઉદય પામતા સૂર્યનું ઉદાહરણ લઈશું. ક્ષિતિજઉપર ઉદય પામતા સૂર્યનો પ્રથમ પ્રકાશ અખંડિત હોય છે અર્થાત્ કિરણાકાર થયેલો હોતો નથી. અલ્પ સમય પછી સૌમ્ય પ્રકાશવાળું સૂર્યબિંબ ડહોળાય છે, અને ક્ષોભ પામી તેમાંથી કિરણોની જાલ નીકળે છે. હવે તે સૂર્યબિંબઉપર ધારો કે એક નાની વાદળી આવી રહી છે. આ વાદળીના પ્રતિબંધક હેતુને લીધે કિરણજાલ સહસ્રધા વહેંચાઈ જાય છે, અને જો કે સૂર્યબિંબ ઢંકાઈ જાય છે તોપણ વાદળીની કીનારીઉપર સહસ્ર કિરણોનું અપૂર્વ સૌંદર્યવાળું પરિમંડલ રચાય છે. આ પરિમંડલનું પ્રેરકબલ વાદળીના ગર્ભમાં રહેલા સૂર્યનો સામાન્ય પ્રકાશ છે, અને પરિમંડલનાં કિરણો વસ્તુતઃ તે પ્રકાશને અધીન જ વર્તે છે. તે તે કિરણો જૂદા જૂદા રંગને પ્રકટ કરે છે, પણ દરેક કિરણ તે સામાન્ય પ્રકાશમાં જોડાયેલું હોય છે. આ ઉદાહરણને લક્ષમાં રાખી આપણે અધ્યાત્મ દૃષ્ટિનું નિરીક્ષણ કરીશું તો સમજાશે કે આપણા અભિમાનીના બિંબમાં પ્રાણ સમબલે વ્યાપક છે. તે પ્રાણ તે તે વિષયરૂપ વાદળી ખડી થતાં ખંડિત થાય છે, અને તે તે ઇન્દ્રિયરૂપ કિરણોસાથે યુક્ત થાય છે, તે તે ઇન્દ્રિયો નવા નવા સંસ્કારના રંગને રચે છે, પણ તે સઘળા રગ પ્રાણના સામાન્ય પ્રકાશમાં શમે છે. આ પ્રમાણે પ્રાણતત્ત્વ આપણા જીવનનું સર્વસામાન્યબલ છે, અને ઇન્દ્રિયો વિશેષ બલ છે. વિશેષ બલનું કેન્દ્ર સામાન્ય બલમાં હોય છે; કારણ કે સામાન્ય બલ ખેંચી લઇએ તો વિશેષ બલ રહેતું નથી. આ કારણથી પ્રાણતત્ત્વને સૂત્રાત્મા કહે છે કેમકે જેમ એક સૂત્ર ઘણી પુતળીઓમાં ગુંથાયેલું ખેંચવામાં આવે તો સઘળી પુતળીઓને નચાવે છે તેમ પ્રાણતત્ત્વ સઘળી ઇન્દ્રિયોનું નર્તન કરાવે છે.

જ્યારે પ્રાણતત્ત્વ ઇન્દ્રિયોની ચેષ્ટાના સામાન્ય પ્રેરકબલતરીકે રહે છે, ત્યારે બુદ્ધિતત્ત્વ તે તે ઇન્દ્રિયોની ચેષ્ટામાં નૂતન સંસ્કારરૂપ રંગ પૂરે છે. ઉદાહરણ તરીકે એક રમ્ય ઉપવનમાં આપણે ગયા હોઇએ તો નેત્રવૃત્તિ સુંદર પુષ્પોને જુએ, અને શ્રોત્રવૃત્તિ પક્ષીઓના ગુંજનરવને સાંભળે પરંતુ તે અનુભવમાં રૂપસૌન્દર્ય અને શબ્દમાધુર્ય અનુભવવામાં બુદ્ધિને કાર્ય કરવાનું હોય છે. જો

બુદ્ધિમાં સંસ્કાર હોતા નથી; પ્રતિભા અથવા કલ્પનાશક્તિ હોતી નથી તો તે ઉપવનનાં પુષ્પો અને પક્ષિરવ કોઈ પણ પ્રકારના ઉચ્ચ ભાવને પ્રકટ કરી શકતાં નથી.

આ પ્રમાણે દેહ, ઇન્દ્રિયો, મન, પ્રાણ, બુદ્ધિ આદિ નિમિત્તો આપણી નૈસર્ગિક વ્યાપકદૃષ્ટિને અથવા જ્ઞાનશક્તિને મર્યાદિત બનાવે છે, અને તેવા મર્યાદાવાળા સ્વરૂપમાં આત્મારૂપે અર્થાત્ હું છું—એ પ્રકારના અભિમાનરૂપે જે પ્રતીતિ સ્ફુરે છે તેને જીવ સંજ્ઞા આપવામાં આવે છે. અલ્પદૃષ્ટિવાળો જીવભાવ અધ્યાત્મમર્યાદામાં પોતાના સ્વરૂપને સંકુચિત અનુભવે છે એટલું જ નહિ, પણ અધિભૂત મર્યાદામાં પણ અલ્પભાવને અનુભવે છે. જેમ ઘટસ્થ દીપ છિદ્રોદ્વારા જેટલો પ્રકાશ નાંખી બાહ્ય પદાર્થને પ્રકાશિત કરે છે તેમ આ દેહસ્થ દીપ ઉપર કહેલાં છિદ્રોદ્વારા જ્ઞાનપ્રકાશ આપી બાહ્યાર્થને ન્યૂનાધિકરૂપે પ્રકાશિત કરે છે. ઘટવિનાનો દીપક જેવો પ્રકાશ આપે છે તેવો ઘટની અંદરનો આપી શકતો નથી તેવી જ રીતે દેહેન્દ્રિયાદિના અભિમાનવાળો આત્મપ્રકાશ દેહેન્દ્રિયાદિ વિનાના આત્મપ્રકાશજેવો બાહ્યાર્થનો પ્રકાશક થતો નથી.

ત્યારે અલ્પદૃષ્ટિના નિવારણાર્થે આપણું શું કર્તવ્ય છે તેનો નિર્ણય કરવો કઠીન પડે તેમ નથી. ઘટસ્ફોટ કરવાથી અથવા ઘટબહાર દીપકને સ્થાપવાથી જેમ આપણે બાહ્ય પદાર્થને પ્રકાશ કરવા જેટલું પ્રયોજન સિદ્ધ કરીએ છીએ, તેમ દેહેન્દ્રિયાદિના લયવડે અથવા તેનાથી પૃથક્ પડવાવડે આપણી નૈસર્ગિક વ્યાપક બ્રહ્મદૃષ્ટિનો ઉદય કરી શકીએ એમાં આશ્ચર્ય નથી. આ તાત્પર્યનો ઉદ્ઘોષઃ—

अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥—એ શ્રુતિ કરે છે. જેમ ઘટ દીપકનો આવશ્યક અવયવ નથી, પણ ઉપાધિ છે, તેમ દેહાદિ આત્માનાં આવશ્યક અંશો નથી, પણ ઉપાધિ છે. તેથી સ્વતઃ જેમ દીપક સ્વયંપ્રકાશ અને ઘટથી પૃથક્ છે તેમ આત્મા પણ સ્વયંપ્રકાશ અને દેહાદિથી પૃથક્ છે. આથી આત્માની અશરીરતા સ્વયંસિદ્ધ અનુભવનારને પ્રિયતા અને અપ્રિયતા અથવા હર્ષશોક સ્પર્શ કરતાં નથી.

જેમ તેલ, દીવેટ ઇત્યાદિ દીપકના આત્મભૂત અંશો છે તેવા

દેહાદિ જો આત્માના આવશ્યક અંશો હોય તો સંસારનિવૃત્તિ અથવા ક્લેશનિવૃત્તિ કદી સંભવે નહિ. પણ આપણો અલ્પ અનુભવ પણ એટલું તો સાબીત કરે છે કે દેહાદિ નિમિત્તોના આપણે પ્રકાશક અથવા જાણનાર હોવાથી તે નિમિત્તો આપણા સ્વરૂપભૂત નથી, પણ ઉપાધિરૂપ છે. ઉપાધિનો વિવેક જ્ઞાનવડે ત્યાગ થઇ શકે છે, વિશેષણનો અર્થાત્ આવશ્યક આત્મભૂત ધર્મનો ત્યાગ થઈ શકતો નથી. જલમાં આવેલી ઉષ્ણતાનો ત્યાગ થઇ શકે છે, પણ શૈત્યનો લય થઈ શકતો નથી. ઉનું પાણી ક્રમશઃ શીતલ થતું ચાલે છે, તેમ દેહેન્દ્રિયાદિ અભિમાનવાળું ચેતન પણ સુષુપ્તિમાં પોતાની નૈસર્ગિક નિરભિમાનતાને પ્રાપ્ત કર્યા જ કરે છે.

ત્યારે દેહાદિ ઉપાધિનો લય કર્યા વિના આપણી દૃષ્ટિ બ્રહ્માકાર અનુભવાય એ શકય નથી. પ્રશ્ન એ છે કે તે મર્યાદા લાવનાર નિમિત્તોનો લય શાં રીતે કરવો કે જેથી અલ્પદૃષ્ટિ બ્રહ્મદૃષ્ટિનું રૂપ ધારણ કરે, અથવા જીવ શિવરૂપ ધારણ કરે ?

આ પ્રશ્નનું ઉત્તર ઉદાહરણદ્વારા આપણે આપીશું. પ્રત્યક્ષ અનુભવાતો અગ્નિ વસ્તુતઃ આપણે વાહક અથવા ધારક દ્રવ્યમાં જ અનુભવીએ છીએ. વિજ્ઞાન શાસ્ત્રથી આપણે જાણીએ છીએ કે અગ્નિ, વિદ્યુત્ આદિ વ્યતિકરો આકાશદ્રવ્યનાં અમુક પ્રકારનાં અને વેગવાળાં આન્દોલનોથી પ્રકટ થતી અણુસમૂહાત્મક પદાર્થોના સ્થિતિવિશેષો જ છે. વળી સામાન્ય જ્ઞાનથી પણ આપણે જાણીએ છીએ કે અગ્નિ સ્વતઃ ગુપ્તધર્મી છે, અને તે લાકડાં કોલસા ઇત્યાદિ પદાર્થોદ્વારા પ્રકટ થાય છે, અને તે દાહ્ય અને પ્રકાશરૂપ ધર્મદ્વારા જણાય છે, અને આપણે તે લાકડાં અથવા કોલસાને સળગતા હોય છે ત્યારે અગ્નિ શબ્દથી વ્યવહરીએ છીએ; જો કે તે પોતે અગ્નિ નથી એમ આપણે અંતરથી સમજીએ છીએ.

આ પ્રમાણે આપણું આત્મરૂપ તત્ત્વ જે મન બુદ્ધિ અને પ્રાણથી અગોચર છે તે તે ઉપાધિદ્વારા અનુભવાય છે. આત્મા જેવો નિર્મલતા લાવનાર કોઈ પદાર્થ નથી એટલું જ નહિ પણ જ્ઞાનનું સ્વયંભૂપણું તેમાં નિવાસ કરી રહેલું છે એટલે પરમ પાવક અથવા શોધક અને જ્ઞાનપ્રસારક તત્ત્વ આત્મા છે. છતાં તેનું મલનિવર્તક સામર્થ્ય અને જ્ઞાનપ્રસારક સામર્થ્ય પ્રાણ અને બુદ્ધિદ્વારા પ્રકટ થાય છે. આત્મજ્યોતિના સ્વાભાવિક સામર્થ્યથી પ્રાણ અને બુદ્ધિ જ્યારે સળગે

છે ત્યારે ચેતનતત્ત્વનું આપણે ભાન કરીએ છીએ. લાકડાં અથવા કોલસાનું આરંભનું સળગવું કષ્ટ આપે છે અને ધૂમાદિ વિકારોને પ્રકટ કરે છે, પણ બરાબર સળગ્યાપછી છેવટે નિષ્કંપ દેવતારૂપે ઝળકે છે, તેમ પ્રાણ બુદ્ધિ પણ આત્મજ્યોતિથી સળગે છે ત્યારે આરંભમાં વિરોધી અથવા વિજાયતીય વૃત્તિરૂપ ધૂમ નીકળે છે, પણ બરાબર સળગ્યા પછી પોતે આત્મજ્યોતિરૂપ સ્થિર પ્રકાશવાળાં થઈ રહે છે.

જેમ કોલસાના અખંડ સળગવાથી તેનું સ્વરૂપ દેવતામય થઇ રહે છે તેમ પ્રાણબુદ્ધિનું આત્મજ્યોતિથી વ્યાપ્ત થવું એ જીવનો શિવભાવ પ્રકટ કરનાર ઉત્તમ સાધન છે. આ અખંડ સળગવાને અથવા આત્મજ્યોતિના પ્રસારણને શાસ્ત્રમાં વૃત્તિવ્યાપ્તિ કહે છે. હું અલ્પજ્ઞ જીવ નથી પણ સર્વજ્ઞ બ્રહ્મ છું એ પ્રકારના તાદાત્મ્યના અનુસંધાનવાળી બુદ્ધિની વૃત્તિનો ઉદય થવો, અને તે સાથે પ્રાણતત્ત્વનો સ્તંભ થવો—આ ઉભય સમકાલીન વ્યતિકરો અધ્યાત્મમર્યાદામાં પ્રકટ થવાની સાથે જ આત્મજ્યોતિનું સર્વત્ર પ્રસારણ થઇ જાય છે, એટલે વૃત્તિ અખંડ બ્રહ્માકારા બની રહે છે. જેમ કોલસાનો દેવતારૂપ આકાર થઈ જાય છે તેમ જીવની અહંરૂપ વૃત્તિ જીવત્વને સ્પર્શ કરતી નથી પણ શિવત્વને વળગી તન્મય જણાય છે.

ચિત્તની અલ્પવૃત્તિને પૂર્ણવૃત્તિ બનાવવામાં અધ્યાત્મયોગની ચમત્કૃતિ છે. ગમે તેટલું જ્ઞાન હોય પણ પૂર્ણવૃત્તિને ઉદય કરવાની કલા હસ્તગત થઇ ન હોય તો વિદ્યામાત્ર ભારભૂત છે. આપણે ઘણાખરા ચૂલો શીરીતે સળગાવવો અને રસોઈ શી રીતે કરવી તેનું જ્ઞાન ધરાવીએ છીએ, પણ તેવા પાંડિત્યને ધારણ કરી રસોઇ કરવા માંડીએ ત્યારે ખબર પડે છે કે પાંડિત્ય કામમાં આવતું નથી, પણ એક બાલિકા આપણને પ્રયોગદ્વારા સત્વર રસોઈનો ઉપદેશ આપી શકે છે, અને આપણે ધૂણીથી આંખો ચોળતા બહાર નીકળીએ છીએ. આ જ ન્યાય તત્ત્વવિદ્યામાં પણ પ્રવર્તે છે. જીવ, બ્રહ્મ, અને જગતના સ્વરૂપને આપણે શાસ્ત્રદ્વારા જાણીએ છીએ; અને મહાવાક્યમાં પ્રવર્તતા સામાનાધિકરણ્યને લગતા ભાગત્યાગલક્ષણના નિયમને સમજીએ છીએ, પણ અખંડ બ્રહ્માકારા વૃત્તિને ઉદય કરી શકતા નથી એ શું આપણી જડતાને—અવિદગ્ધતાને—પ્રકટ કરવા સમર્થ નથી ?

જેમ દેહાકારા વૃત્તિનો ઉદય કરવામાં લગાર પણ શ્રમ પડતો નથી તેમ બ્રહ્માકારા વૃત્તિ થવામાં શ્રમ ન પડે, અને જેમ શ્વાસ પ્રશ્વાસરૂપ પ્રાણચેષ્ટા સાહજિક છે તેમ પ્રાણનો કુંભક અનાયાસ સિદ્ધ થાય ત્યારે જ આપણે અલ્પદૃષ્ટિમાંથી બ્રહ્મદૃષ્ટિમાં સ્થિત થયા ગણાઇએ.

સરોવરને કાંઠે બેઠા હોઇએ અને એક કાંકરો નાંખી આપણે જે તરંગો ઉત્પન્ન કરીએ છીએ તે તરંગો સામા કાંઠાસુધી પહોંચવામાં બે નિમિતો હોય છે. કાં તો નાના કાંકરા એક પછી એક નિયમિત વેગથી નાંખીએ તો તરંગાવલિ સામે કાંઠે પહોંચે છે, અથવા એક મોટો પથ્થર બળવાન્ વેગથી નાંખીએ તો ક્ષોભ સામે કાંઠે ઠેઠ પહોંચે છે. તેવી રીતે ચિત્તસરોવરને સામે કાંઠે રહેલા બ્રહ્મતત્ત્વને સ્પર્શ કરાવવા આપણે વૃત્તિતરંગોને નિયમિત વેગ આપવો જોઇએ અથવા ઉપાસ્યબ્રહ્મ અથવા ઈશ્વરને વળગાડેલી વૃત્તિને ચિત્ત સરોવરમાં ઝંપલાવવી જોઇએ. પહેલો પ્રકાર વિચારપ્રધાન છે; બીજો પ્રકાર ક્રિયાપ્રધાન છે. પહેલામાં અખંડ સાવધાનતા જોઇએ અને નિયમિત વેગથી વૃત્તિઓની ધારા ચાલવી જોઇએ; બીજામાં ઈશ્વરસ્વરૂપસાથે વળગેલી વૃત્તિ સામે કાંઠે અવશ્ય પહોંચે છે. જેમ કોઈ તરવામાં કુશલ ન હોય તે તુંબીવડે અથવા ગાયના પુંછડે વળગી તરે છે તેમ તત્ત્વાનુસંધાન કરવાને અસમર્થ જિજ્ઞાસુઓ ઈશ્વરરૂપ તત્ત્વને વળગી બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

પ્રથમ પ્રકારની યોગકલાને ધારણ કરનારા મહાત્માઓ પ્રાયશઃ પકવકષાય હોય છે અર્થાત્ રાગદ્વેષાદિ ક્લેશથી તેમનું ચિત્ત કલુષિત હોતું નથી તેથી અખંડ બ્રહ્માકારા વૃત્તિની ધારા તેઓ ચલાવી શકે છે. આ કારણથીઃ—

निमेषार्धं न तिष्ठन्ति वृत्तिं ब्रह्ममयीं विना ।
यथा तिष्ठन्ति ब्रह्माद्याः सनकाद्याः शुकादयः ॥

એ શ્લોકવડે શ્રીશંકરાચાર્ય કહે છે કે જેમ બ્રહ્માદિ દેવો, સનકાદિ મહર્ષિઓ, અને શુકાદિ યોગિજનો જેન અર્ધો ક્ષણ પણ બ્રહ્માકાર વૃત્તિવિના રહેતા નથી તેમ મહાત્માઓ ક્ષણભર પણ વૃત્તિનો બ્રહ્મભાવ ત્યજતા નથી.

જેઓ આવી પરમપાવન વૃત્તિને ત્યજી વેદાન્તશાસ્ત્રમાં નિપુણતા જણાવે છે તેમના સંબંધમાં તેઓશ્રી કહે છે કેઃ—

ये हि वृत्तिं जहत्येनां ब्रह्माख्यां पावनीं परां ।
वृथैव ते तु जीवन्ति पशुभिश्चसमानराः ॥

જેઓ આ પરમ પવિત્ર કરનારી બ્રહ્માકારા વૃત્તિને ત્યજે છે તે મિથ્યા જ જીવે છે, અને પશુમાં અને તેમનામાં કંઈ ભેદ નથી.

આપણી શિવરૂપ સિદ્ધસ્થિતિ ત્રણ કાળમાં વિદ્યમાન છે, અને જીવરૂપ સ્થિતિ મિથ્યા પ્રતીતિરૂપ છે આ પ્રકારના પરોક્ષજ્ઞાન-ઉપરાંત અપરોક્ષ અનુભવને જન્મ આપનાર બ્રાહ્મી વૃત્તિનો ઉદય ન થાય ત્યાંસુધી પુરુષાર્થની સમાપ્તિ નથી. આપણા પૂર્વજોએ અનર્ગલ ધન આપણા ઘરમાં અથવા કોઇ શાહુકારની પેઢીમાં મૂક્યું છે તેટલા ભાનમાત્રથી આપણે કૃતકૃત્ય થતા નથી, પણ તે કયે સ્થાને મૂક્યું છે, અને તે આપણી સત્તામર્યાદામાં છે એવો અપરોક્ષ અનુભવ થયા પછી આપણા ધનવાન્પણાના અભિમાનનું વૈષયિક સુખ જાગ્રત્ થાય છે. આ જ નિયમથી આપણે સ્વતઃ બ્રહ્મરૂપ છીએ એટલા શાસ્ત્રપ્રબોધિત પરોક્ષ નિશ્ચયમાત્રથી સ્વરૂપસુખ જાગ્રત્ થતું નથી, પણ તેવી અખંડાકારા વૃત્તિ પ્રકટ થયે સ્વરૂપાનંદની અભિવ્યક્તિ થાય છે.

આ કારણથી બ્રહ્માકારા વૃત્તિનો ઉદય કરવાની કલાઉપર જ તત્ત્વજ્ઞોની ચોટ છે. શાસ્ત્ર અને ગુરુ આ વૃત્તિના ઉદયક્રમમાં સહાયક નિમિત્ત થાય છે, પણ તેનો ઉદ્બોધ કરવામાં અને તેને અખંડાકાર બનાવવામાં આપણો પોતાનો અધ્યાત્મપ્રયત્ન જ ઉપયોગમાં આવે છે.

ચિત્તવૃત્તિના ઉદય બે પ્રકારે થઈ શકે છે: (૧) તેનો વિષય તેની સામે છે એવા આંતરવેગથી અને ઇન્દ્રિયજન્ય વિજ્ઞાનના આકર્ષણથી, (૨) તેનો વિષય તેના પોતાના પ્રભવસ્થાનમાં છે એટલે ચિત્તભૂમિકા અને તેના પ્રકાશક આત્મતત્ત્વમાં છે, અને તેથી ઇન્દ્રિય-જન્ય વિજ્ઞાનના પ્રત્યાહારથી—

ઇન્દ્રિયવિજ્ઞાનના આકર્ષણથી અને પ્રત્યાહારથી ચિત્તવૃત્તિ અનાત્માકારા (इदमाकारा) અને આત્માકારા (अनिदमाकारा) બને છે. અનાત્માકારા વૃત્તિ અનાત્માના અનંત ભેદભાનથી અનંતાકારા થાય છે અને તે ખંડિત હોય છે, એટલે તે વૃત્તિથી ઉત્પન્ન થતું જ્ઞાન પણ ખંડાકાર હોય છે.

જ્યારે ચિત્ત બાહ્યઇન્દ્રિયવિજ્ઞાનથી પ્રત્યાહૃત થાય છે ત્યારે અર્થાત્ નેતિનેતિ ન્યાયે બાહ્યવિષયમાત્રથી પ્રત્યાહૃત બને છે ત્યારે ચિત્ત આત્મતત્ત્વમાં શમે છે, અને આત્માકાર થઈ રહે છે. આત્મતત્ત્વ અખંડ વસ્તુ હોવાથી ચિત્ત તદાકાર પરિણામ પામી પૃથક્ અવભાસ પામતું નથી. આમ થવાથી સ્વયંપ્રકાશ આત્મતત્ત્વ બ્રહ્મભાવથી સ્ફુરે છે, અને આ સ્થિતિવિશેષને બ્રહ્માત્માનુભવ કહે છે. આવી ચિત્તસ્થિતિ એકવાર ઉદય થયા પછી જીવ શિવરૂપ છે કે કેમ એ પ્રશ્નને અવકાશ જ રહેતો નથી; અને ઉત્થાનસમયે વિશ્વનો અવભાસ થાય અને દેહાદિસંઘાત વાસનાનુસાર ચેષ્ટાવાળાં થાય તો પણ બ્રહ્મદર્શનનો લોપ કદી થતો નથી.

અલ્પદૃષ્ટિ અથવા અનાત્માકારા વૃત્તિને બ્રહ્મદૃષ્ટિ અથવા અખંડાત્માકારાવૃત્તિ બનાવવાની કલા જ્યાંસુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સ્વરૂપે અવસ્થાન થતું સંભવતું નથી, માટે પ્રાપ્તવિવેકપુરુષોએ આ કલા ગુરુશાસ્ત્રદ્વારા સિદ્ધ કરવી ઘટે છે.

नर्मदाशंकर देवशंकर महेता.



## अवळ वाणी.

या निशा सर्वभूतानां तस्यां जाग्रति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

भ० गी०

હરિ તો ગાંડાનો ગાંડાનો.

× × ×

એક મચ્છી રહે જલમાંહ્ય; નહિ સુખ કછુ પાયા ળ્હાંય;
જઇ કુદી આતસ જ્યાંય; તબ સુખ પાઇ હરખાય,
ઉમંગ સદાય, રહે જ્યુ અગનમેં,
સો લહે ભેદ, સંદેહ--રહે ના મનમેં.

× × ×

ઉલટો ખેલ મુને ભાસ્યો ભાઇ રે, સમજ્યા પૂંઠે લાગે મીઠો રે;
દિવસસમે અંધારૂં ભાળ્યું, રાત્રવિષે દહાડો દીઠો રે.
મત્સ્યો જ્યારે ગગનમાં હાલ્યાં રે, બગ સઉ ભય પામી ભાગ્યા રે;
અજાએ ફાળ જ્યારે બળમાં દીધી, સિંહ ડરી કંપવા લાગ્યા રે. ઉ૦

× × ×

મારા વીરારે, જગમાંહિ જીવતાં જ મરજે.

× × × श्रीमनृसिंहाचार्यजी.

Truth is always paradoxical.

Shelton.



દૃશ્યના અનુભવથી જોનારને અથવા કેવળ મનવડે બહિરનો વિચાર કરનાર મનુષ્યને, પરમ સત્ય વસ્તુનો વિચાર અને અનુભવ ઉલટો ભાસે છે. બહિરદૃષ્ટિ અને આંતરદૃષ્ટિ એક બીજાથી તદ્દન વિરોધી છે. મનવડે જે ચિત્રો આ દૃશ્ય પ્રાણીપદાર્થો તથા અનુભવના માર્ગમાં જોઇએ છીએ, તે આત્માવડે જોતાં કેવળ જુદારૂપે ભાસે છે. આત્માની અંતરદૃષ્ટિ મનની બહિર્ દૃષ્ટિને ઉલટી જણાય છે. અને મનને પોતાના અનુભવ સાચા જણાતા હોય છે તે આત્માને જુદા રૂપમાં દેખાય છે.

મનુષ્યોનો મોટો ભાગ જે મન અને આત્માની વાતો કરતો હોય છે, તેને આ પ્રકારનું સત્ય વાણીમાં જણાએલું હોય છે. નિત્ય આવા માણસો મન અને આત્માની વાત ઉલટસુલટ કહે છે અને તે સત્ય માને છે. પરંતુ જ્યાં સુધી તે વાર્તા મનુષ્ય પોતાના દરેક અનુભવમાં વિચારપૂર્વક, અને બુદ્ધિપૂર્વક સ્વીકારતો નથી અને દશ્યના અનુભવમાં રંગાઈ જાય છે ત્યાં સુધી તેને કંઈ પણ સત્યદૃષ્ટિ અને સત્ય નિશ્ચયનો લાભ મળતો નથી.

મનનો અનુભવ જુઠો છે અને આત્માનો જ અનુભવ ખરો છે, એ નિશ્ચયમાં સતત સ્થિર થવા માટે, મનુષ્યે અવળ વાણીના રહસ્યને જાણવાની અગત્ય છે. અવળવાણી પ્રત્યેક વ્યવહારમાં ખરીરીતે વાપરનાર પરમ સત્યવસ્તુને જલદી જોઈ શકે છે, અને પોતાના વ્યવહારમાં થોડે કાળે સત્યનો જ અનુભવ કરે છે.

અવળવાણીમાં સ્થિરતાથી અને બુદ્ધિથી પ્રવેશ કરનાર મનુષ્ય મનનું સર્વોપરિપણું કાઢી નાંખી તેના ઉપર પોતાનું—આત્માનું—સર્વોપરિપણું સ્થાપે છે. મન સર્વસ્વ છે એ વાત ન સ્વીકારતાં આત્મા જ સર્વસ્વ છે એ વાત સ્વીકારે છે. મન રાજા નથી પણ નોકર છે. રાજા એક આત્મા જ છે. મન એક કામ કરનાર અમલદાર છે. તે સ્વતંત્ર નથી, પરતંત્ર છે, આત્માને અધીન છે. આત્મા જ સ્વતંત્ર છે. આત્માના હુકમને તાબે થનાર મન છે. મન પોતાની મેળે કંઇ જ કરવા શક્તિમાન્ નથી. પરંતુ આત્માના દોરવાથી તે દોરવાય એવું છે. મન પુત્ર છે, આત્મા પિતા છે. પિતાની આજ્ઞા માનવા પુત્ર તૈયાર છે. પિતાપુત્રનો સંબધ આત્મા અને મનનો છે.

આ પ્રમાણે મન અને આત્માનો વિવેક કરી જાણનાર પોતાના પ્રત્યેક અનુભવમાં કહે છે કે હે મન ! તું મારે શરણ છે. હું તને પાળી પોષી ઉછેરનાર છું. તું મને અનુકૂલ છે, તારે જે દશ્યસામગ્રી રચવાની છે તે મારે માટે છે, મારા જ આનંદમાટે છે. તું મને ગમતા અનુભવો મારે માટે દેખાડે છે. હું પરમ સત્યવસ્તુ છું. જ્ઞાન હું છું. આનંદ હું છું. સુખ હું છું. ઐશ્વર્ય હું છું. નિરામયતા હું છું. સર્વ હું છું અને સર્વ મારામાં છે. કોઇ પણ દશ્ય મારાથી અલગ નથી. અને મારાથી વિરોધી નથી. મારી શક્તિવડે સર્વ ઉગ્યું છે. અને તે મારી શક્તિમાં વિલાય છે. મનને શાંત પમાડનાર હું છું અને નચાવનાર પણ હું છું. જગત્ બધું મારા મનવડે છે. મારા મનને સમેટી લેતાં જગત્ નથી. મન જગતને રચનાર છે અને મન

મારૂં પોતાનું છે, મારૂં તેના ઉપર સંપૂર્ણ સ્વામિત્વ છે એટલે મારા જગતઉપર મારૂં સર્વોપરિપણું છે. હું કર્તા હર્તા છું. મારી ઇચ્છા અને ભાવનાપ્રમાણે મારૂં જગત્ ચાલે છે. હું નિરામય સ્વરૂપ હોવાથી મારી સૃષ્ટિ, મારૂં સર્વ દશ્ય નિરામય છે. હું આનંદ, જ્ઞાન, પ્રેમ, ક્ષમા શાંતિ હોવાથી મારૂં સર્વ દશ્ય, સંપૂર્ણ આનંદમય, જ્ઞાનમય, પ્રેમમય, શાંતિમય છે.

અવળવાણી મનુષ્યને આત્મદષ્ટિમાં સ્થિર કરે છે. દશ્યથી તે ભ્રમ ખાતો નથી મૃગજળવત્ વસ્તુના લોભે તે તણાતો નથી. તે છીપને છીપ જાણે છે. અને રૂપાને રૂપું જાણે છે. રાત્રિને રાત્રિ જાણે છે અને દિવસને દિવસ જાણે છે. તથા તે બન્નેને પોતાના એક સ્વરૂપમાં અભેદરૂપ જાણે છે.

જગત્‌ની દષ્ટિથી જે સાચું છે અને સુલટું છે તે જ્ઞાનદષ્ટિથી અસત્ય અને ઉલટું છે. અને જ્ઞાનદષ્ટિથી જે સત્ય અને સુલટું છે તે જગત્‌ની અજ્ઞાન, ભ્રમવાળી બુદ્ધિથી અસત્ય અને ઉલટું છે. આ પ્રકારની સ્થિતિ હોવાથી સત્યમાં સ્થિર થવા હાલ જેને આપણે અવળવાણી કહીએ છીએ તેનો ઉપયોગ કરવાનો છે. ખરૂં જોતાં તે અવળવાણી કહીએ છીએ તેનો ઉપયોગ કરવાનો છે. ખરૂં જોતાં તે અવળવાણી નથી પણ તે જ સવળ વાણી છે. મનને માત્ર તે અવળવાણી લાગે છે કારણ તે પોતાની દષ્ટિથી ઉલટું કહે છે.

જગત્‌ની દષ્ટિ શરીર, ગૃહ, સગાં સંબંધિ પૃથ્વી, પહાડ, વનસ્પતિ, ધન, વૈભવ વગેરે વગેરે વસ્તુઓ જુએ છે, અને તેના ઉપર નિત્ય વિચાર કરે છે. તેની પાછળ પ્રયત્નની દોડાદોડી કરી મૂકે છે. અને તે જ સંપૂર્ણ જ્ઞાતવ્ય પ્રાપ્તવ્યરૂપ પદાર્થો છે એમ માને છે.

મન આ પ્રમાણે પદાર્થોને જુએ છે ત્યાંસુધી શ્રમ હોય છે, વ્યાધિ અને દુઃખ હોય છે, સંયોગ અને વિયોગ જણાય છે, નિર્ધનતા અને સંપત્તિ જણાય છે, અભિમાન અને મોટા નાનપણું હોય છે, સંકોચ અને વિકાસ દેખાય છે. ક્ષણે ક્ષણે ચક્ર ફરતું રહે છે અને કદી પ્રકાશ તો કદી અંધકાર ભાસે છે, નિત્ય સુખ, નિત્ય તૃપ્તિ, નિત્ય આનંદ, નિરામયતા જણાતાં નથી.

આત્મદષ્ટિ શ્રમવિના સદા આનંદમાં મહાલે છે. તે આપોઆપ અખંડ જ્ઞાન, સુખ શાંતિ અનુભવે છે. તેનામાં બેભાગ પડતા નથી. તે એકરસ અખંડ નિત્ય વસ્તુને જુએ છે. સુખ દુઃખના,

વ્યાધિ નિરામયતાના બે ધર્મો તેની પાસે આવતા નથી. એક જ ધર્મ તેનો છે. એક જ રાજ્ય તેનું છે. એક જ અનુભવ તેનો છે. એકમાં તે એક વસ્તુરૂપ રહે છે. તે બે નથી. બે ભ્રમમૂલક છે. આત્માની એક જ દૃષ્ટિ છે.

અવળવાણી તું ઈશ્વર છે, તું સર્વજ્ઞ, સર્વશક્ત અને સર્વવ્યાપક પરમેશ્વર, પરમતત્ત્વ છે, તું આદિઅનાદિ છે, તું પૂર્ણ પુરુષોત્તમ છે, તું સદાશિવ છે, વગેરે કહે છે તેની સાથે તત્કાલ એ સ્વીકારે છે કે હું અને તું એક છીએ. આપણો અખંડ અભેદસંબંધ છે. આપણે કદી છૂટા પડ્યા નથી અને પડવાના નથી. તું જેવો છે તેવો જ હું છું. તું સર્વત્ર, સર્વશક્ત વગેરે છે તેમ હું સર્વજ્ઞ સર્વશક્ત વગેરે છું. અવળવાણી કોઈ કાળે પોતાના વાસ્તવ સ્વરૂપનું અજ્ઞાન બતાવતી નથી.

શરીરમાં વ્યાધિ જણાતાં, વ્યવહારમાં ઉપાધિ જણાતાં, બોલી ઉઠાય છે કે 'હાય, અરે, આ શું દુઃખ, આ શી વિપત્તિ, આ બલા ક્યાંથી, આ પાપ ક્યાંથી પ્રકટ્યું' એ સર્વ ભૂલ છે. સ્વરૂપની સ્થિતિ અને પરમાત્માની જ્ઞપ્તિથી દૂર છે. જેના મનને વિશેષ જ્ઞાન પ્રકટ્યું છે, અને બુદ્ધિપૂર્વક નિશ્ચય થયો છે કે હું જ આદિ, અનાદિ, નિરામય, પૂર્ણ સદાશિવતત્ત્વ છું તેને કદી પણ ભૂલેચુકે અજ્ઞાનના ઉપરના બોલ બોલવાના રહેતા નથી. તેની દૃષ્ટિ એ વસ્તુ સ્વીકારતી નથી. તે પૂર્ણ નિરામય તત્ત્વને, શિવતત્ત્વને જુએ છે. તેને વ્યાધિતરફ મન વાળવાનું રહ્યું નથી એટલે મનોભાવથી પ્રકટતા વિચારો બોલવાના હોતા નથી અને જે નિત્ય નિરામયતા જુએ છે તે સદા નિરામયતાના જ વિચારમાં પૂર્ણ આનંદસહ રહ્યા કરે છે.

જેમને વ્યાધિ, આધિ કે ઉપાધિમાંથી મુક્ત થવું છે તેમણે પણ મનોભાવ અને તેનાથી પ્રકટતા અઘટિત બોલ મુખે બોલવાના છોડી દઈ અવળવાણીનો ઉપયોગ અખંડ કર્યા કરવાનો છે. ભલે દૃશ્ય ગમે તેવું દેખાય, પણ તે સત્ય નથી જ, તે પરપોટાજેવું ક્ષણિક છે, તે સત્તાહીન છે. માટે પોતાના આત્માની નિરામયતા અખંડ છે તે સ્વીકારી તેથી બુદ્ધિમાં ઉતરતા આરૂઢ નિશ્ચય હું નિરામય છું, હું પૂર્ણ છું, હું સદા અખંડ અજર અમર શિવ છું, હું સત્ છું, હું ચિત્ છું, હું આનંદ છું' વગેરે મુખેથી બોલવાના છે, અને આત્માર્થી સમજી લેવાના છે. મનને મૂર્ખાઈનું ડહાપણ કરતાં અટકાવવાનું છે. મનના મિથ્યા સંકલ્પ વિકલ્પ, આમ અને તેમ, ક્યાંથી

અને શા માટે એમનો જડમૂળથી ઉચ્છેદ કરવાનો છે. અવળવાણી ખરી રીતે મહા પુરુષોજ વાપરી શકે છે. જે પુરુષોએ આત્મા અને પરમાત્માની એકતા નક્કી કરી છે, જગતને જુદું જાણ્યું છે, આત્માવિના અન્ય કાંઈ નથી એ જ્ઞાન અને વિજ્ઞાનથી જોયું છે તે પુરુષો જ અવળ વાણીના રહસ્યને જાણનાર છે. પરંતુ તેનો ઉપયોગ બુદ્ધિપૂર્વક મનુષ્યમાત્ર કરી શકે છે. પરમાત્માએ મનુષ્યને સમજવા માટે સંપૂર્ણ અધિકાર આપેલો છે. અવળ વાણીના ઉપયોગમાટે પ્રથમથી બધા જ્ઞાનની જરૂર નથી. તે જ્ઞાન આપોઆપ સહજ સ્ફુરે છે. પ્રથમ નિત્ય કહેવું કે સત્ય એક ઈશ્વર છે અને હું અને ઈશ્વર એક છીએ. મનને તેમાં તકરાર ઉભી કરવાનું કારણ નથી. મને બાજુઉપર ખસી જવું. મનની દાદ ફર્યાદ પોતાનું મિથ્યાપણું ટકાવી રાખવા ચાલે છે. તેનો સ્વાર્થ હોવાથી તે હું અને તું એ પ્રકારના ઈશ્વરની એકતા સ્વીકારવા પ્રતિબંધ ઉભા કરે છે. મનને જગત્ જોવું છે. મનને આ, તે, પેલો એમ જૂદા જોવા છે. મારૂં તારૂં કરવું છે, છળ, કપટની બાજીઓ ખેલવી છે અને સંતાકુકડી રમી જાદુ અને જુગારખાનું શરુ કરવું છે. માટે તે તત્કાલ ફર્યાદ કરવા મંડી પડે છે હા અને નાને વેર કરાવે છે. સારા અને ખોટાને લડાવી મારે છે. મોટા નાનાના ભેદ કલ્પે છે. હું શા માટે તે મનના અલ્પપણામાં આવું ? મારે મારૂં પૂર્ણ સ્વતંત્ર અને સર્વ શક્તપણું જોવાનું છે. મારે સ્વાર્થ નથી મારે મારૂં તારૂં નથી મારે મોટા નાનાપણું નથી. હું મનથી પર ઈશ્વર છું. હું દ્વંદ્વ ધર્મોથી રહિત નિરાલંબ, નિરાકાર બ્રહ્મ છું.

અવળ વાણી નીચેથી ઉંચે જવાનુ વિદ્યુત્ વેગથી ચાલનાર વિમાન છે. વાણીનાં મોજાં આકાશ તત્ત્વમાં પડે છે અને તે વિદ્યુન્મય પ્રવાહદ્વારા પ્રકટીકરણને પામે છે. માટે વાણીના અદ્ભુત બળને યોગ્ય દિશામાં વાળવાની કલા સર્વે શીખવાની અગત્ય છે. નિષ્ફળ વાણીનો વ્યાપાર અયોગ્ય ફલ દશ્યમાં પ્રકટાવે છે માટે સત્ ફલ પ્રકટાવનારી શુભ વાણીને જ માત્ર ઉચ્ચારવી અને તે વાણી માત્ર આપણે કહીએ છીએ તે અવળવાણી છે.

શાંતિ ઇચ્છનારે દશ્યમાં જણાતી ભારેમાં ભારે અશાંતિવચ્ચે ઉભા રહી મોટેથી બોલવાની જરૂર છે કે સર્વત્ર સંપૂર્ણ શાંતિ છે. આરોગ્યને ઇચ્છનારે મોટા વ્યાધિના ઉભરાતા બળઆગળ વદવાનું છે કે અત્ર સંપૂર્ણ નિરામયતા અને પૂર્ણ આરોગ્ય

આનંદ, જીવન વગેરે છે. ધનને ઇચ્છનારે કેવળ નિર્ધન, અન્નજલને દાંતસાથે વેર થયું હોય અને ચોતરફ ખાલી શંખ ફુંકાતો હોય તે વચ્ચે સંપૂર્ણ સંપત્તિ, ધન ઐશ્વર્ય સર્વત્ર વ્યાપી રહ્યું છે અને તે સર્વ મારી સત્તામાં રહેલું છે એ નિશ્ચયનો આરૂઢપણે પોકારવાનો છે. તેમાં દૃશ્ય જગત્ ગાંડાના પ્રલાપ ગણશે અને ‘ હરિ તો ગાંડાનો ’ એ અનભવથી જણાશે. પરંતુ અંતરનો નિશ્ચય છે કે ‘ હરિ તો ગાંડાનો ’ એ સત્ પુરુષનું વચન છે. અને તે પૂર્ણ સત્ય છે તો પછી શામાટે તે પ્રમાણે વર્તતાં ડરવું ? તેમાં ભય શો છે ? અંતરમાં જેને સાચી શ્રદ્ધા છે તે જ આ પ્રમાણે બોલી શકે છે. આત્મામાં જેને વિશ્વાસ પ્રકટ્યો છે તે જ કહે છે કે સર્વત્ર શાંતિ, આરોગ્ય તથા સંપત્તિ પ્રસરી રહ્યાં છે. એટલું કહેવાની છાતી કોને છે ? જેમને સત્ પુરુષનો સંગ છે અને સત્‌શાસ્ત્રોમાં શ્રદ્ધા અચલ પ્રકટી છે તેમને.

મનને કંઇ પણ પ્રતિકૂલ વાત જણાતાં તે આ ચીજથી બીજી ચીજઉપર અને બીજી ચીજઉપરથી ત્રીજીઉપર એમ તર્ક વિર્તક કર્યા કરે છે. તેને સ્થિર બેસવું ગમતું નથી. કારણ સ્થિરતામાં તેનું મૃત્યુ છે. તે અસ્તિત્વરહિત થઇ જાય છે. માત્ર બુદ્ધિ, જ્ઞાનનો પ્રકાશ પછી ઝળકે છે અને તે પરમ શાંત હોય છે. મનને કોકડાં ગુંચવતાં સારૂં આવડે છે. આત્મા તો ધોધારૂં ખડ્ગ છે. તે કાંઇ ગુંચવતું નથી—ને સઘળી ગુંચઉપર કાપ મૂકે છે. તે સીધો માર્ગ કાપે છે. મનને સીધો માર્ગ ગમતો નથી. તે ગલીકુંચીવાળા ગોળ મટોળ માર્ગમાં ફરે છે કે પાછા ઘેરને ઘેર અવાય, પોતાનું નાનું રાજ્ય ટકાવી રખાય. મનનો પ્રદેશ ગોળ મીંડાજેવો છે, આત્માનો પ્રદેશ સીધી લીટિજેવો છે. મન નાના રાજ્યોમાં ફરે છે, આત્મા એક મહાન રાજ્યને પોતાનું સ્થાન માને છે.

અવળ વાણી સર્પમાં રજ્જુ બતાવે છે. રાત્રિમાં દિવસ બતાવે છે, ભયમાં નિર્ભયતા બતાવે છે, અજ્ઞાનમાં જ્ઞાન બતાવે છે.

ઘણાં સત્યો અવળ વાણીથી જ હાથ આવે છે. અને ખરૂં કહીએ તો સત્ય એક જ હોવાથી તે માત્ર અવળવાણીથી જ બુદ્ધિમાં ઉતારી શકાય છે. કર્મ કરવાં અને કર્મ ન કરવાં, પ્રારબ્ધ માનવું અને પુરુષાર્થ માનવો, સંગી રહેવું અને નિઃસંગી થવું, એ અને એવા જ બીજા સિદ્ધાંતો શાસ્ત્રના એક જ પુસ્તકમાં એક વિષયમાં પ્રતિપાદન થએલા આપણે જોઇએ છીએ. અને ત્યારે ઘણાને

મુંઝવણ થાય છે કે આમાં ખરૂં શું અને આપણે કરવું શુ ? ક્યાં મન અને મતિને દોરવાં ! જગત્ સાચું ખરૂં અને જુઠું પણ ખરૂં ત્યારે વ્યવહાર કેમ કરવો ? આ અને એવા જ પ્રશ્નો નિત્ય આપણને થાય છે. કર્તવ્ય સુજતું નથી. તે પ્રસંગે એક જ વિચાર કરવાનો છે કે આ સર્વ અવળવાણીનો પ્રયોગ છે. સત્યને ગ્રહણ કરવાનું આ એક શસ્ત્ર છે. વિવેકવડે તે હાથમાં ઝાલવાનું છે. ઘણી વખત બન્ને નિશ્ચયો સત્ય હોય છે. એક બીજાની આવશ્યકતા હોય છે પણ તે એક સત્યને વાસ્તે જ. પૂર્ણ સત્ય પકડાતાં બન્નેની ગુંચ જતી રહે છે. ત્યાં જગત્ સાચું કે ખોટું, પ્રારબ્ધ સાચું કે પુરુષાર્થ સાચો, એ વગેરે લડાલડી અને મારામારી રહેતી નથી. એક પક્ષે બે સાચાં અને બીજા પક્ષે બન્ને જુઠાં છે. 'સત્ય આ વિશ્વમાં શ્રીહરિ. અવર વાતો તે સમજાયા પછી ફોકટ છે. અને આના માટે તકરાર કે વાદવિવાદની જરૂર નથી. એટલું અંતરમાં દઢ સ્વીકારવું કે એ સર્વ એક શ્રીહરિના સ્વરૂપમાં કે મારા આત્મસ્વરૂપમાં કાંઇ જ અસ્તિત્વ ધરાવતાં નથી. માટે તેમનો વિચાર વિશેષ ઉંડા ઉતરી કરવા જતાં મનની ભ્રમણામાં પડવાનુ છે અને તે બીજું કાંઇ નથી પણ જાદુગરની મિથ્યાબાજી છે. વાદવિવાદ કરનારા ઘણા મનની મિથ્યા બાજી ખેલનાર ખેલાડીઓ છે. તેઓ પાણી વલોવનારા છે. સત્ય અમૃતરૂપ ઘી તેમના વાણીના વલોણાથી કાંઇ નીપજતું નથી. માત્ર શુદ્ધ, સત્ વાણી અમૃતતત્ત્વને પ્રકટ કરે છે અને હરિરૂપ એક ઈશ્વરને બતાવે છે.

વાદવિવાદ ચાલવાનું કારણ માત્ર મન છે. મનને બે વિભાગ ગમે છે. તેને ભાગલા પાડવા અનુકૂળ લાગે છે. આત્માને ભાગ છે જ નહિ. તે વસ્તુને એકરૂપે જુએ છે. એનો વિચાર તેમાં આવી શકે નહિ. તે વસ્તુસ્થિતિથી ઉલટું છે.

જગત્ આખું ભાગથી તૂટી ગયું છે. તે એકમાંથી બે અને બેમાંથી બાર એમ ક્રમે ક્રમ થતાં અસંખ્ય ભાગમાં વહેંચાઇ ગયું છે અને પ્રત્યેકના હૃદય અને આત્મા અલગ અલગ હોય એમ આભાસ પ્રકટ્યો છે. જેણે તેણે પોતાની હદ જુદી બાંધી છે અને કાલક્રમ નક્કી કર્યાં છે. એટલા વાસ્તે સર્વ મારામારી અને કાપાકાપી ચાલે છે અને ઉત્તેજન મળે છે. પણ તે સર્વ અંધકાર છે. દિવ્ય જ્ઞાનચક્ષુઆગળ આ સર્વ શૂન્ય છે. તે બધું ઐકયભાવને પામેલું જણાય છે. ક્ષણિક પરપોટાજેવું અંદર કોઇ સત્ત્વવાળી વસ્તુ-

વિનાનું દેખાય છે. નક્કી મુદ્દા માલ કાંઇ જૂદો છે. તે માત્ર પોલો નથી. તે ઘન છે. તમે જાણો છો કે એક જ સત્, ચિત્ઘન પ્રભુ છે. વિજ્ઞાન પણ હવે સ્વીકારે છે કે આ વિશ્વમાં કોઇ ઘન તત્ત્વ સર્વત્ર વ્યાપી રહ્યું છે અને તેમાં આપણે સર્વ છિદ્રોરૂપે રહ્યા છીએ. ક્ષ-ક્ષણમાં વીલાઇએ છીએ અને ક્ષણમાં પેદા થઇએ છીએ. ચીરસ્થાયી એક સ્વયંભુ, સત્ ચિત્ ઘન ઇશ્વર છે. અને તે આપણું સર્વનું અધિષ્ઠાન છે. આપણે તેમાં જ રહીએ છીએ અને હરીએ ફરીએ છીએ.

नैनं छिदंति शस्त्राणि नैनं दहाति पावकः ।

એવું એ વિલક્ષણ સબળ તત્ત્વ છે. એ વસ્તુનો કોઇ પાર પામે તેમ નથી. તે સદા સર્વદા અખંડ રહ્યું છે. અને મનુષ્યનું હૃદય તે એનું વિશેષ સ્થાન છે.

અવળવાણી વિચારશૂન્ય છે એમ નથી. તે વિચારકરતાં પણ કંઈ અધિક છે. વિચારના કરતાં કંઇ વિશેષ સામર્થ્યસંપન્ન છે. તે આત્માના ઉંડાણમાંથી નીકળે છે તેનો પ્રવાહ ઉંડો છે તેમ અનંત વિસ્તારવાળો અમર્યાદ છે. વિચાર એ જ ઘણા સર્વસ્વ માને છે. તેથી અવળવાણી અલ્પ સત્તા મર્યાદામાંથી ઉદ્ભવતી હોય એમ તેમને લાગે છે. પરંતુ ખરી રીતે વિચાર અલ્પ મર્યાદામાંથી–મનના પ્રદેશમાંથી ઉઠે છે અને અવળવાણી તો આત્માના ઉચ્ચ, સર્વ સત્તાવાળા પ્રદેશમાંથી બહાર આવે છે. વાણીનું બળ અગાધ છે. તે જપવડે, મંત્રવડે, ગાયનવડે હરેક ઉચ્ચારવડે તે કેળવી આત્મા-મય થઇ રહેવા પ્રયત્ન કરવાનો છે. પરમેશ્વરે વાણીનું બળ અને સ્પષ્ટતા આ વિશ્વમાં એકલા મનુષ્યને અર્પી છે. અને તે વડે તેની મહત્તા સ્થાપી છે. માટે વાણી જે ઇશ્વરની એક સર્વોત્તમ બક્ષીસ છે તેનો સદ્ ઉપયોગ કરતાં મનુષ્યે શા માટે વિલંબ કરવો? ઇ-શ્વરપાસે જવાનું તે એક ઉઘાડું દ્વાર છે. બીજાં દ્વારો ગુપ્ત હશે પરંતુ આ વાણીરૂપ દ્વાર પ્રકટ છે અને તે ઈશ્વરની સાક્ષીરૂપ છે. વાણીનું રહસ્ય હજી કોઇએ પૂરૂં જાણ્યું નથી. શરીર, મન, વિચાર વગેરેની વ્યાખ્યાઓ અને વિદ્યાઓ નીકળી છે અને તે સમજાવવા યત્ન થયા છે પરંતુ વાણીનું ક્ષેત્ર મહા પુરુષો અને યોગી જનોએ માત્ર શોધ્યું છે અને તેનો સદ્ ઉપયોગ બતાવ્યો છે. વાણીમાં પ્ર-ત્યક્ષ ઈશ્વર છે. શબ્દબ્રહ્મ નામથી બધા જાણે છે પણ તેના ઉપ-યોગથી સુખ, જ્ઞાન, આનંદ, ઐશ્વર્ય વિગેરેની પ્રાપ્તિ કોણ કરે છે? આજે જ આપણે શબ્દબ્રહ્મનું રહસ્ય જાણો. સર્વત્ર બ્રહ્મ શબ્દ

વ્યાપેલો જુઓ. કોઇ વસ્તુ કે વિચાર તેનાથી પર નથી. સારૂં કે ખોટું સર્વ કેવળ બ્રહ્મરૂપ છે. વાણી બ્રહ્મરૂપા છે. બ્રહ્મ જાણવા બ્રહ્મરૂપા વાણી વદવી. બ્રહ્મનો ઉચ્ચાર કરવો.

" નિત્ય પ્રભાત મન વિચાર સત્ય બ્રહ્મદેવા "

*    *    *

સત્ ચિત્ આનંદ બ્રહ્મ વારવાર કહેવા.

શ્રી નૃ૦

વાણીનું રહસ્ય આથી વધારે સ્પષ્ટ કરવા શું હોઇ શકે? સાધકમાત્રે, જ્ઞાન, સુખ, આરોગ્ય, ઐશ્વર્ય સર્વની પ્રાપ્તિ ઇચ્છનારે આ એક પ્રકટ માર્ગ હાથમાં લેવા નિશ્ચય કરવો અને આ ક્ષણ-થી જ અવળું જણાય પણ તે સઘળું સ્વીકારી વાણીનો સદ્વ્યાપાર વધારવો. પરમાત્મા જય આપનાર છે. તે હૃદયમાં સર્વ શબ્દનું શ્રવણ કરે છે. માટે આપણી સર્વ સ્થિતિમાં

' સત્ચિત્ આનંદ બ્રહ્મ વારવાર કહેવા '.

भोगीलाल जयशंकर ओझा.



# वेदान्तपरिभाषाव्याख्या.

( અનુસંધાન શ્રી સદુપદેશશ્રેણી ૩૩: પૃષ્ઠ ૬૫ થી. )

વિદેહ મુક્તિ:—" કૈવલ્ય " પદની વ્યાખ્યામાં આ મુક્તિનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેથી તેમાં જોવું. ત્યાં કહ્યા પ્રમાણે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયું છે જેને એવા તત્ત્વજ્ઞાનીના પ્રારબ્ધ કર્મનો ક્ષય થયે વર્તમાન શરીરનું પતન થાય છે અને તે સમયે ઇતર શરીરને આરંભ કરનાર કર્મનો અભાવ હોવાથી ભાવિ શરીરનો આરંભ થતો નથી તે વિદેહ મુક્તિ છે. વેદાન્તમતપ્રમાણે જીવ સદા સર્વદા બ્રહ્મરૂપ જ છે તેથી એ જ્ઞાન માત્ર પ્રાપ્ત કરવાનું જીવને અવશિષ્ટ રહેલું છે કારણ કે એ જ્ઞાનના અભાવે હું બ્રહ્મ નથી પણ જીવ છું, સંકલ્પાદિ ધર્મવાળો છું, શરીરી છું ઇત્યાદિ ભ્રાન્તિરૂપ મિથ્યાજ્ઞાનનો વિલય થઈ રહેલો છે. તેથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતાં જ જીવને પોતાનું બ્રહ્મત્વ જણાય છે. અને એ જ એનો બ્રહ્મીભાવ છે. આને વેદાંતશાસ્ત્ર જીવન્મુક્તિ કહે છે. ઇતર શાસ્ત્રમાં કે જે મોક્ષનો ઉદ્દેશ રાખી પ્રવૃત્ત થયાં છે તેમાં સર્વમાં કર્મવડે, જ્ઞાનવડે કે કર્મ અને જ્ઞાનના સમુચ્ચયવડે મોક્ષ સિદ્ધ થાય છે એમ વર્ણવવામાં આવે છે અને તે મોક્ષ તે વિદેહમુક્તિ છે. પણ વેદાન્તશાસ્ત્રમાત્ર જ વર્તમાન શરીરનું અસ્તિત્વ છતાં મોક્ષને સ્વીકારે છે અને તે મોક્ષ તે જીવન્મુક્તિ છે. આથી કૈવલ્યપદની વ્યાખ્યામાં કહ્યા પ્રમાણે જીવન્મુક્તિનો સ્વીકાર અથવા એનું સ્થાપન એ શાંકર વેદાન્તનો ખાસ સિદ્ધાન્ત છે એમાં એ શાસ્ત્રની અપૂર્વતા છે, અને એ અંશમાં એ શાસ્ત્ર સર્વોપરિપદ ભોગવે છે. બીજાં બધાં શાસ્ત્રો જ્યારે મોક્ષની આશા જીવને આપે છે ત્યારે આ વેદાન્તમાત્ર જ જીવને મોક્ષનો અનુભવ કરાવે છે.

આ પ્રકારની જીવન્મુક્તિ જ્ઞાન સમકાલ સિદ્ધ થયા પછી વિદેહ મોક્ષમાટે ખાસ કર્તવ્ય કોઈ રહેતું નથી. પણ માત્ર વર્તમાન શરીરના આરંભક જે પ્રારબ્ધકર્મ તેના ક્ષયની વાટ જોઈ સ્થિત થવાનું હોય છે. તેથી જીવન્મુક્તિની સિદ્ધિ પછી કોઇ ખાસ કર્તવ્ય વિદેહ મુક્તમાટે રહેતું નથી. આમ છતાં આશુતર વિદેહ મુક્તિની

સિદ્ધિ કરવી હોય તો યોગશાસ્ત્ર કાયવ્યૂહનો પ્રયોગ કરવા સૂચવે છે. જે જે પ્રારબ્ધ કર્મો જીવન્મુક્તિની સિદ્ધિના સમયે અવશિષ્ટ રહ્યાં હોય તે સર્વ એમને એમ તો ક્રમે ક્રમે વિપાક પામી પોતાનું ફલ પ્રવર્તાવે છે. પણ યોગ સાધકને યોગવશાત્ એવું બલ પ્રાપ્ત થઈ શકે છે કે જેનાવડે એ સર્વ ફલોન્મુખ થયેલાં કર્મો એકી વખતે ફલ આપી શકે તેવું થઇ શકે છે. એ કર્મોમાં ધર્માધર્મ મિશ્રરૂપ ત્રણ પ્રકારનાં કર્મો હોય છે તેથી એ પોતાનાં ત્રણ પ્રકારનાં ફળને પ્રકટાવે છે. એ ફલો વિરોધી હોવાથી એકી વખતે એક શરીરમાં તેનો ભોગ થઇ શકે તેમ નથી. તેથી યોગસામર્થ્યવડે વિવિધ શરીરો, તે ( મુખ્ય અભિમાનીસાથે સંબંધવાળાં ) ઉત્પન્ન કરી શકાય છે અને તે શરીરોમાં એ સર્વ કર્મોનો યુગપત્ ભોગ થઇ શકે છે. આમ થવાથી અવશિષ્ટ પ્રારબ્ધ નહિ રહેવાથી વિદેહ મુક્તિની સત્વર સિદ્ધિ થાય છે. આ રીતે વિવિધ શરીરોને સર્જન કરવારૂપ સિદ્ધિ તે કાયવ્યૂહસિદ્ધિ કહેવાય છે. અને એ સિદ્ધિવડે વિદેહ મુક્તિની સત્વર સિદ્ધિ થઇ શકે છે.

યદ્યપિ આમ કાયવ્યૂહવડે વિદેહ મુક્તિની આશુતર સિદ્ધિ થઇ શકે છે છતાં સામાન્યરીતે એ પ્રકારે વિદેહમુક્તિને ઉપજાવવાનો પ્રચાર નથી. કારણ કે જીવન્મુક્ત મહાત્માના રાગદ્વેષ છૂટી જાય છે અને તેથી જેમ તેમને શરીરપ્રતિનો રાગ જતો રહે છે તે જ પ્રમાણે દેહત્યાગરૂપ મરણપ્રતિનો રાગ પણ છૂટી જાય છે. તેથી દેહ ત્યાગને સત્વર કરવા તે મહાપુરુષ પ્રવૃત્ત થતા નથી, તે માટે પ્રયત્નને સેવતા નથી. એથી ઉલટું વર્તમાન દેહ રહે તો તે વડે જગતના અનેક પ્રાણીઓનું જ્ઞાન દાન આદિવડે કલ્યાણ થઈ શકે તેમ છે તેથી એ મહાત્મા સ્વાર્થસિદ્ધિ અવશિષ્ટ નહિ છતાં પરાર્થ સિદ્ધિને અર્થે દેહને ધારણ કરી રાખે છે.

જીવન્મુક્તિની સિદ્ધિ થતાં પોતાનું અહં અભિમાન ગલિત થઇ જાય છે. તેથી એ અભિમાનને અવલંબીને રહેલાં સંચિત કર્મો તેના મુખ્ય આધારથી રહિત થઇ જાય છે અને તેથી એ કર્મો નવા દેહને ઉપજાવી શકતા નથી. વર્તમાન શરીરમાં તત્વજ્ઞાન પછી જે કર્મો કરવામાં આવે છે તે આગામિ કર્મો રાગદ્વેષ અને અહંકર્તૃત્વબુદ્ધિવિના કરાતાં હોવાથી તે કર્મો જીવન્મુક્ત મહાત્માને શરીરસાથે જોડનાર, સંસારમાં આણનાર બંધનરૂપ થતાં નથી. તેથી જ્યારે અવશિષ્ટ પ્રારબ્ધકર્મોનો ક્ષય થાય છે ત્યારે પછી પૂર્વના સંચિત અને

ક્રિયમાણવડે થયેલા સંચિતમાંથી કોઈ પણ સ્થૂલ શરીર ઉપજાવવા સમર્થ નહિ હોવાથી એ મહાત્માને વિદેહમુક્તિ સિદ્ધ થાય છે. યદ્યપિ આ સર્વ સંચિત કર્મો એ મહાત્માને ફલ આપવા અસમર્થ થઇ ગયાં છે તોપણ એ કર્મો એમને એમ જ નષ્ટ થઈ જતાં નથી. ફલ આપ્યા વિના નાશ ન થવો એ કર્મનો સ્વભાવ છે. એ કર્મોની સંક્રાન્તિ થાય છે. જે મતિમાન્ પુરુષોએ જીવન્મુક્ત મહાત્માને વિષે ઇષ્ટબુદ્ધિ પૂજ્યબુદ્ધિ, માનબુદ્ધિ અથવા સ્નેહ ધરનાર હોય છે તેમને એમના શુભ સંચિત કર્મો પ્રાપ્ત થાય છે અને મતિમંદ મનુષ્યો એથી વિપરીત બુદ્ધિ એ મહાપુરુષમાં રાખે છે તેમનામાં અશુભ સંચિત કર્મોની સંક્રાન્તિ થાય છે. આ પ્રમાણે એ કર્મોનો વિભાગ થઇ જાય છે અને એ કર્મો તે તે વ્યક્તિને પોતાનું ફલ આપે છે. આમ હોવાથી જેમ ધનાઢ્ય પિતાનો વારસો તેના વંશજોને મળવાથી તે એકદમ ધનાઢ્ય થઈ રહેછે તેમ આ મહાત્માના શિષ્યો, ભક્તો આદિ આ રીતે એકદમ ઉચ્ચ અધિકારવાળા અને સુખસંપત્તિમાન્ થઇ રહે છે અને એથી વિપરીત મતિવાળા ખોટી હાનિ તથા વિપત્તિને પામે છે. મનુષ્યો એ સાચા સદ્‌ગુરુને શરણ થાય છે તો તેમને વેદાન્તપ્રતિપાદિત તત્ત્વજ્ઞાન સત્વર સિદ્ધ થાય છે. સાચા સદ્‌ગુરુના શિષ્યો સુખસંપન્ન સદા રહે છે અને વિવિધ પ્રકારના અભ્યુદયને પામે છે અને સામાન્ય નિષિદ્ધાચરણના કરતાં પણ મહાત્માપ્રતિ કરેલા અપરાધો મોટી હાનિ કરે છે અને તેથી વિશેષ નિષિદ્ધ છે ઇત્યાદિ શાસ્ત્રસિદ્ધાન્તો આથી વિસ્પષ્ટ થાય છે. સર્વથા આ પ્રકારે એ સંચિત કર્મોનો ઉપયોગ થઇ જવાથી એ જીવન્મુક્ત મહાત્માને વર્તમાન જન્મના પ્રારબ્ધનો અંત આવે શરીરે સ્વીકાર કરાવનાર કોઇ શેષ કર્મ નહિ હોવાથી એ મહાત્મા અખંડ પરમાનંદને પ્રાપ્ત થઈ રહે છે તે વિદેહમુક્તિ છે.

વિભૂતિઃ—રામાનુજ દર્શનમાં પરમેશ્વરની શક્તિરૂપ વિભૂતિના નિત્ય અને અનિત્ય એમ બે વિભાગ કહી બે પ્રકારની વિભૂતિ કહેવામાં આવેછે. ત્યાં पादोऽस्य सर्वाभूतानि આ સર્વ વિશ્વ તે એક પાદરૂપ છે—એ શ્રુતિમાં કહ્યાપ્રમાણે સમગ્ર સંસાર જે પરમેશ્વરની વિભૂતિના એક પાદરૂપ છે તે અનિત્ય વિભૂતિ છે. એ અનિત્ય વિભૂતિને લીલાવિભૂતિ એવું બીજું નામ પણ આપવામાં આવે છે. આ વિભૂતિ ઊર્ધ્વ પરિચ્છિન્ન કહેવાય છે એટલે કે ઊર્ધ્વ દશામાં એ પરિચ્છિન્ન થયેલી છે. એની અપેક્ષાએ त्रिपादस्या-

मृतंदिवि ત્રણ ભાગ અમર વિભૂતિ દ્યુલોકમાં છે—એ શ્રુતિમાં કહ્યા પ્રમાણેની ત્રિપાદ વિભૂતિ તે નિત્ય વિભૂતિ છે અને એ દ્યુલોકમાં કહેલી હોવાથી અધઃપરિચ્છિન્ન છે. આ રીતે રામાનુજ વેદાન્તમાં નિત્યાનિત્ય ભેદથી બે પ્રકારની વિભૂતિ કહેવામાં આવી છે.

વેદઃ-વેદાન્તઃ—मंत्रब्राह्मणात्मको वेदः—મંત્ર અને બ્રાહ્મણરૂપ છે એ વ્યાખ્યામાં જણાવ્યા પ્રમાણે મંત્રબ્રાહ્મણાત્મક તે વેદ છે એટલે કે મંત્ર અને બ્રાહ્મણ એ બે વેદના મુખ્ય ભાગ છે. ત્યાં મંત્રભાગમાં વેદસંહિતાનું ગ્રહણ કરાય છે અને બ્રાહ્મણ ભાગમાં મંત્રના વિનિયોગ આદિને જણાવનાર ગદ્યાત્મક ભાગને બ્રાહ્મણ કહે છે. બ્રાહ્મણ ભાગમાં મુખ્ય બ્રાહ્મણ તથા આરણ્યક એ બંનેનો સમાવેશ કરવામાં આવે છે. આરણ્યકના એક પ્રધાન ભાગરૂપ ઉપનિષદ્ છે. તેથી વેદમાં મંત્ર, મુખ્ય બ્રાહ્મણ અને ઉપનિષદ્સહિતનો આરણ્યક ભાગ એટલા બધાનું ગ્રહણ થાય છે અર્થાત્ એ બધાંનું સામાન્ય નામ તે વેદ છે.

વેદના મુખ્ય ચાર વિભાગ, ચાર સમૂહ છે અને તેને સંહિતા નામ આપવામાં આવે છે. એ ચાર સહિતા તે ऋग्वेद, सामवेद, यजुर्वेद અને अथर्ववेद છે. એ ચારમાં ઋગ્વેદ સૌથી પ્રધાન પદ ભોગવતો બહુધા વિદ્વાનોએ સ્વીકાર્યો છે, કેમકે બીજી સંહિતાના મૂલરૂપ એ છે. ઋગ્વેદનો અર્થ ઋચાનો વેદ છે. ઋચાનો અર્થ સ્તુતિના મંત્રો છે. ઇન્દ્ર, વરુણ, પર્જન્ય, ઉષસ્ આદિ ભિન્ન ભિન્ન દેવના સ્તુતિના મંત્રની સંહિતા તે ઋગ્વેદસંહિતા છે. સામવેદમાં ૭૫ મંત્રો માત્ર સ્વતંત્ર છે, બાકી બીજા બધા મંત્રો ઋગ્વેદના જ લીધા છે અને સોમયાગમાં તેમના થતા ઉપયોગપ્રમાણે તેમની રચના કરવામાં આવી છે અને એ ગાનનો વેદ હોવાથી ઉદ્દ્ગાતાના કર્મને અનુસરી એની રચના છે. હોતાએ શસ્ત્ર તૈયાર કરવાનું હોય છે અને તેથી ઋગ્વેદના મંત્રો હોતાને અનુકૂળરીતે રહેલા છે. યજુર્વેદ અને સામવેદમાં એક મુખ્યભેદ આ છે કે એમાં ઋચા એ છે કે જેનો મોટો ભાગ ઋગ્વેદમાંથી લેવાયો છે પણ તે ઉપરાંત એમાં ગદ્યાત્મક વાકયો પણ ઘણાં છે. સામવેદની સાથે યજુર્વેદનું સાદૃશ્ય એ છે કે એના મંત્રો દર્શ પૌર્ણમાસ આદિ યજ્ઞનાં પડતા ઉપયોગને અનુસરીને ગોઠવાયેલા છે. આથી એ યજ્ઞયાગઆદિને સંબંધવાળો હોવાથી એને યજુર્વેદ કહેવામાં આવેછે. આ સંહિતાના શુકલ અને કૃષ્ણ એવા બે વિભાગ છે, તેમાં શુકલ યજુર્વેદમાં યજુસ્માત્રનો સંગ્રહ છે ત્યારે કૃષ્ણ યજુર્વેદમાં એ યજુ-

સૂની સાથે એના અર્થાદિને સ્પષ્ટ કરનાર વાક્યો વગેરે સાથે સાથે સંગ્રહીત થયેલાં છે. આ ત્રણ વેદને પરાપૂર્વથી વેદત્રયી અથવા ત્રયી વિદ્યા એવું નામ આપવામાં આવે છે. અથર્વવેદ ઋગ્વેદને મળતો છે. એમાં ઋગ્વેદના કેટલાક મંત્રો છે પણ તે ઉપરાંત એમાં ભૂત પ્રેતાદિના મંત્રો, અતિસાર, સંગ્રહણી આદિ મટાડવાનો મંત્રો આદિ પણ છે. ઋગ્વેદમાં જ્યારે ઇન્દ્ર, વરુણાદિ ઉચ્ચ દેવોના મંત્રો જ છે ત્યારે અથર્વવેદમાં હલકી પંક્તિમાં રહેવાના મંત્રો પ્રધાનપણે છે.

ચરણવ્યૂહ ઋગ્વેદની આ પાંચ શાખા જણાવે છે; શાકલ, વાષ્કલ, આશ્વલાયન, સાંખ્યાયન અને માણ્ડુકય. પણ આમાંથી ત્રીજી અને ચોથી શાખા શાકલ શાખાના સરખી જ છે; ભેદ માત્ર એટલો છે કે ૧૧ વાલખિલ્ય સૂકતો છે તેને એ બે શાખાઓ સંહિતામાં ગણી લે છે. સાંખ્યાયન શાખા આ જ સૂકતોમાંથી થોડી ઋચા છોડી દઇ બાકીના બધાને સંહિતામાં લે છે. આ ઉપરથી પુરાણોમાં શાકલ, વાષ્કલ અને માણ્ડુકય એમ ત્રણ શાખાઓનો જ ઉલ્લેખ કરે છે. આમાંથી માણ્ડુકય શાખા ઉપલબ્ધ થતી નથી એટલું જ નહિ પણ એ શાખાની કોઇ સંહિતા હોય તો તેના સંબંધમાં કાંઇ પણ લેખ વા સંપ્રદાય અવશિષ્ટ રહ્યો નથી. તેથી શાકલ અને વાષ્કલ એમ બે શાખા જ વિચારવાની રહી. તેમાં એ શાખામાં આટલો જ માત્ર ભેદ છે કે વાષ્કલ શાખામાં આઠ વધારે સૂકતો લેવામાં આવે છે અને પ્રથમ મંડળના કોઈ કોઈ સૂકતોને ભિન્નસ્થાન આપવામાં આવે છે. તેથી મુખ્ય શાખા શાકલ શાખા રહી અને તે હાલ ઉપલબ્ધ છે.

આ શાકલ શાખાપ્રમાણે ઋગ્વેદમાં ૧૦૧૭ સૂકતો છે અને જો આઠમા મંડળમાં ઉમેરાયેલા ૧૧ વાલખિલ્ય સૂકતો આમાં ગણીએ તો ૧૦૨૮ સૂકતો છે. આ સૂકતોની બે પ્રકારે રચના કરવામાં આવી છે. આખા ઋગ્વેદના લગભગ સરખા આઠ વિભાગ કરવામાં આવ્યા છે અને તેને અષ્ટક એવું નામ આપવામાં આવ્યું છે. અષ્ટકના વિભાગો તે અધ્યાય છે અને અધ્યાયના વિભાગ તે વર્ગ છે તથા વર્ગના વિભાગ તે ઋચા છે. એટલે કે અમુક અમુક ઋચા મળી એક વર્ગ થાય છે, અમુક વર્ગો મળે ત્યારે અધ્યાય થાય છે અને અમુક અધ્યાય મળે ત્યારે એક અષ્ટક થાય છે અને એવા આઠ અષ્ટક મળી ઋગ્વેદસંહિતા થાય છે.

આ પ્રકારનું વિભાગીકરણ લેખનપદ્ધતિ આદિ આશયને લઇને કરવામાં આવ્યું છે અને તેથી તે કૃત્રિમ ગણાય છે. બીજા પ્રકારે ઋગ્વેદના ૧૦ મંડલમાં વિભાગ થયા છે. તેમાં ૨ થી ૭ સુધીનાં મંડલો એક નિયમથી કરવામાં આવ્યાં છે. એક મંત્રદષ્ટા અથવા ઋષિને અર્થાત્ તે કુટુંબમાં આવિર્ભાવ થયેલાં સૂક્તોનો સંગ્રહ તે એક મંડળ છે. એવા નિયમથી એ ૭ મડલોની રચના છે. ૧, ૮ અને ૧૦ મંડલો એ પ્રકારના નિયમથી કરવામાં આવેલા નથી, પણ ભિન્ન ભિન્ન ઋષિઓનાં સૂક્તો એ ત્રણમાં એકત્ર કરવામાં આવેલાં છે. નવમું મડલ ઋષિસાથે સંબંધ ધરાવતું નથી પણ પવમાન સૂક્તો અથવા સોમ સૂક્તો માત્રનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે અને એમાં છંદને અનુસરી રચના કરવામાં આવી છે એટલે કે એક છદવાળી ઋચાઓ સાથે રખાઇ છે, પછી બીજા છંદની ઋચાઓ ઇત્યાદિ. દશમું મંડલ તથા પ્રથમ મંડલ એ બંનેના સૂક્તોની સંખ્યા એકસરખી છે. પ્રથમ મંડલમાં ૧૯૧ સૂક્તો છે અને તે સર્વ મળી ઋષિનાં સૂક્તો છે. દશમ મંડલનાં પણ ૧૯૧ જ સૂક્તો છે.

દ્વિતીય મંડલના ગૃત્સમદ ઋષિ છે; તૃતીયના વિશ્વામિત્ર, ચતુર્થના વામદેવ, પંચમના અત્રિ, ષષ્ઠના ભારદ્વાજ, સપ્તમના વસિષ્ઠ, અષ્ટમના કણ્વ છે. નવમા મંડલના અંગિરસ છે.

મંડલનો વિભાગ તે અનુવાક છે અને અનુવાકનો વિભાગ તે સૂક્ત છે. નવા સૂક્તનો વિભાગ એ ઋચા છે. આખા ઋગ્વેદમાં ૧૦૨૮ સૂક્તો (ઉપર જણાવ્યા પ્રમાણે) છે અને ૧૦૦૦૦ થી કાંઇક વધારે ઋચાઓ છે. ભારતના સમયમાં કરવામાં આવેલી ગણુનાપ્રમાણે ઋચાની સંખ્યા ૧૦૪૦૨ થી ૧૦૬૨૨ ની છે તથા શબ્દોની સંખ્યા ૧૫૩૮૨૬ છે અને સ્વરોની સંખ્યા ૪૩૨૦૦૦ છે.

સામવેદમાં ૭૫ ઋચા શિવાયની બધી ઋચા ઋગ્વેદની જ લેવામાં આવી છે. સામવેદની રચના યજુર્વેદની માફક યજ્ઞને લક્ષમાં રાખી કરવામાં આવી છે કારણ કે એમાંના શ્રુતિવાક્યો (સામ) સોમયાગમાં ગાન કરવાના ઉપયોગમાં આવે છે. ઋગ્વેદમાંથી એ ઋચાઓ લઇ પરસ્પર આંતર સંબંધવિના જ વિવિધ કર્મને અનુસરી એ સંબંધપ્રમાણે સામવેદમાં રાખવામાં આવી છે. દેખાઇતી એ ઋગ્વેદની ઋચાઓ અને સામવેદના સામ સરખા જ છે; માત્ર

સ્વરમાં ભેદ છે. પણ સામગાનના ગ્રંથોમાં એ અવલોકવામાં આવે છે ત્યારે જ એનું ખરૂં વિશેષ સ્વરૂપ જણાય છે. ગાનક્રિયાને અનુસરી વિવિધ સ્વરોને તેમાં લંબાવવામાં આવ્યા છે, એની આવૃત્તિ કરવામાં આવી છે અને એ ક્રિયાને અનુસરી કેટલાક સ્વરો ઉમેરવામાં પણ આવ્યા છે. લોક પ્રચલિત રાગોનાં ગાયનો તપાસવામાં આવશે તો તેથી આ અધિક સ્પષ્ટ થાય તેમ છે. આમ ગાનગ્રંથો ચાર પ્રસિદ્ધ છે. સામવેદના બે વિભાગ છે અને પ્રત્યેક વિભાગમાટે બે બે ગાનગ્રંથો છે.

સામવેદનાં ૧૫૪૯ મંત્રો છે અને તેના બે વિભાગ કરવામાં આવ્યા છે. એ પ્રત્યેક વિભાગને आर्चिक નામ આપવામાં આવ્યું છે. આર્ચિક એટલે ઋચાનો સમૂહ. પ્રથમ આર્ચિકના છ વિભાગ છે તેને પ્રપાઠક કહે છે અને એમાંના પાંચ પ્રપાઠકમાં દરેકમાં દશ દશત્ ( દશમંત્રનો સમૂહ ) છે તથા છઠ્ઠા પ્રપાઠકમાં નવ દશત્ છે. આ રીતે પ્રથમ આર્ચિકમાં ૫૯ દશત્ થાય છે. તેમાંનાં પ્રથમ બાર દશત્ અગ્નિનાં છે, છેલ્લાં અગીઆર સોમનાં છે અને મધ્યના ૩૬ દશત્ તે ઇન્દ્રદેવનાં છે. દ્વિતીય આર્ચિકમાં નવ પ્રપાઠક છે અને એ પ્રત્યેકના સાધારણ રીતે બે બે અને ક્વચિત્ ત્રણ વિભાગ કરવામાં આવેલા છે.

સામવેદની બે શાખા પ્રસિદ્ધ છેઃ ( ૧ ) કૌથુમ અને (૨) રાણાયનીય. કૌથુમ શાખાના વિપ્રો હાલ પણ ગુજરાતમાં છે અને રાણાયનીય શાખા જે પૂર્વે મહારાષ્ટ્રમાં અધિક પ્રચલિત હતી તે હાલ પૂર્વ હૈદ્રાબાદમાં ઉપલબ્ધ થાય છે. આમ બે શાખા છતાં એ બંને શાખાની સામ સંહિતામાં અત્યલ્પ જ ફેર છે. રાણાયનીય શાખાની સંહિતા પ્રસિદ્ધ છે પણ કૌથુમ શાખાના સંબંધમાં હજી સુધી સપ્તમ પ્રપાઠક માત્ર ઉપલબ્ધ થયેલો છે. સામવેદના ઋષિ તથા દેવતાની અનુક્રમણી વિદ્યમાન હોવાથી તેના પરથી કૈથુમ શાખાની સંહિતા વિગતનું કાંઇક અનુમાન થઇ શકે છે.

યજુર્વેદ અને ઋગ્વેદનો ભેદ ઉપર જણાવ્યો છે. બીજી વિશેષતા એ છે કે યજુર્વેદની શાખાની સંખ્યા ઘણી છે. ચરણવ્યૂહમાં ૮૬ શાખાની કહી છે અને હાલ પણ ૪૨ નાં નામો જ્ઞાત છે. આટલી બધી યજુર્વેદની શાખા હોવાથી એનું અધ્યયન તથા એનો પ્રચાર અતિ પ્રમાણમાં હતો એ સહજ સિદ્ધ થાય છે.

ઋગ્વેદમાં પદ્યાત્મક મંત્રો ( ઋચાઓ ) જ છે ત્યારે યજુર્વેદની સંહિતામાં ગદ્યાત્મક મંત્રો ( યજુસ્ ) પણ છે. લગભગ અર્ધ ભાગ ઋચાનો છે અમે અર્ધ ભાગમાં ગદ્યાત્મક યજુસ્ છે.

આ વેદના એક વિભાગરૂપ કૃષ્ણ યજુર્વેદની ચાર શાખા અતિ પ્રસિદ્ધ છે.

એક શાખા તે કઠશાખા છે અને એના વિભાગરૂપ કપિષ્ઠલ શાખા છે. પૂર્વે એ બંનેનો પ્રચાર પંજાબ અને કાશ્મિરમાં હતો. પણ હાલ કઠશાખા કાશ્મિર માત્રમાં જણાય છે અને કપિષ્ઠલનો લોપ થયા જેવો છે. બીજી શાખા તે મૈત્રાયણીય શાખા છે જેનું પ્રાચીન નામ કાલાપ શાખા હતું. આ શાખા એક સમયે નર્મદાની નીચેના પ્રદેશમાં નાશક સુધી અને ઉત્તરમાં વડોદરાસુધી વિદ્યમાન હતી. હાલ આ સભાના થોડા જ અનુયાયીઓ નર્મદાની ઉત્તરે ગુજરાતમાં માલમ પડે છે અને મુખ્યત્વે કરીને અમદાવાદમાં છે, અને પશ્ચિમમાં મોરબીમાં છે. પ્રાચીન કાલમાં આ બે શાખાઓ અતિ વિસ્તારવાળી હતી એમ અનુમાન થાય છે. કારણ કે પતંજલિના મહાભાષ્યમાં આ બે શાખાઓ સર્વત્ર પ્રસરેલી છે અને એના સિદ્ધાન્તો પ્રત્યેક ગ્રામમાં પણ જાણીતા છે એવો ઉલ્લેખ છે. વળી રામાયણમાં એવું કહેવામાં આવ્યું છે કે અયોધ્યામાં આ બે શાખાઓ બહુ સંમાન ધરાવતી હતી. પણ ક્રમે કરીને આ બે શાખાઓ અત્યલ્પ થઈ ગઈ અને તેનું સ્થાન ત્રીજી અને ચોથી શાખાએ લીધું છે. ત્રીજી શાખા તે તૈત્તિરીય શાખા છે. એ શાખા નર્મદાની દક્ષિણમાં વિદ્યમાન છે. એ શાખાના એક મુખ્ય વિભાગરૂપ આપસ્તંબ શાખા હાલ પણ ગોદાવરીના પ્રદેશમાં છે અને દ્વિતીય મુખ્ય વિભાગરૂપ હિરણ્યકેશિ એથી પણ દક્ષિણમાં છે. પૂર્વોત્તર અને મધ્ય હિંદુસ્થાનના પ્રદેશનો વિશાળ પ્રદેશ હાલ એ શાખાઓનો છે. આ પ્રત્યેક શાખાને પોતાની એક અથવા બે યજુર્વેદસંહિતા છે. મૈત્રાયણીસંહિતા ચાર કાણ્ડની છે અને એનાં ૫૪ પ્રપાઠક છે. કાઠક શાખાની સંહિતા મૈત્રાયણી સંહિતાને ઘણે અંશે મળતી જ છે. કપિષ્ઠલ કાઠક શાખાની સંહિતા પ્રસિદ્ધ થઈ નથી પણ એના ભિન્ન ભિન્ન ભાગો પ્રકટ થયા છે. તૈત્તિરીય શાખાની તૈત્તિરીય સંહિતામાં ૭ કાણ્ડ છે અને ૪૪ પ્રપાઠક છે. આ ચારે સંહિતા બહુધા સમાન છે અને એ ચારેનો સમાવેશ કૃષ્ણ યજુર્વેદમાં થાય છે.

આ વિભાગને કૃષ્ણ યજુર્વેદ નામ આપવામાં આવ્યું છે તેનું

કારણ કે એના બીજા વિભાગને શુકલ યજુર્વેદ નામ આપવામાં આવ્યું છે. યાજ્ઞવલ્કયે સ્થાપેલી વાજસનેયી શાખાનો યજુર્વેદ તે શુકલ યજુર્વેદ છે. એ બંને વેદોમાં વિષયની સમાનતા છે પણ એ વિષયની રચનામાં ભેદ છે. તે એ કે જે મંત્રો અને યજુષ્નો યજ્ઞો-માં ઉપયોગ છે તે જ મંત્રો અને યજુષ્ને શુકલ યજુર્વેદમાં સ્થાન આપવામાં આવ્યું છે; અને કૃષ્ણ યજુર્વેદમાં એ મંત્રોઉપરાંત તત્સંબંધી વિવેચન, વિનિયોગાદિને પણ બ્રાહ્મણ ભાગમાં નહિ લઇ જતાં ત્યાં જ સંહિતામાં જ સ્થાન આપવામાં આવ્યું છે. શુકલ યજુર્વેદના પ્રથમ ૧૮ અધ્યાય સંબંધમાં વિશેષ એ છે કે તૈતિરીય સંહિતામાં આટલો જ વિષય આપવામાં આવ્યો છે; અને તેના બાકીના ૨૨ અધ્યાયનો વિષય એ સંહિતામાં નહિ આપતાં બ્રાહ્મણ ભાગમાં રાખ્યો છે. વળી શુકલ યજુર્વેદના બ્રાહ્મણમાં આટલા અધ્યાયના જ મંત્રોનું જ શબ્દશઃ વિવેચન કરવામાં આવ્યું છે અને બાકીના અધ્યાયમાંથી તો થોડા જ મંત્રો લઇ વિવેચન કરેલું છે.

કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીય શાખાના સંબંધમાં અન્યત્ર આ પ્રમાણે કહેવામાં આવ્યું છે કે એમાં સાત અષ્ટક છે તથા ૪૬ પ્રશ્નો છે અને ૬૫૧ અનુવાક છે તથા ૨૧૯૮ કંડિકાઓ તથા ૧૧૦૨૯૬ શબ્દો છે.

એની આત્રેય શાખાના પણ કાંડ, પ્રશ્ન અને અનુવાકમાં જ વિભાગ કરવામાં આવ્યા છે. કાઠકશાખાના વિભાગ આથી ભિન્ન પ્રકારના છે. તેમાં સંહિતાના પાંચ વિભાગ કરવામાં આવ્યા છે. પહેલા ત્રણ વિભાગમાં ૪૦ સ્થાનક અને તે ઉપરાંત પણ થોડા મંત્રોનો પાઠ છે. ચતુર્થ વિભાગમાં હોતાને ઉપયોગી ઋચાઓ છે અને પાંચમા વિભાગમાં અશ્વમેધના મંત્રોનો સંગ્રહ છે.

તૈત્તિરીય શાખાને જે તૈત્તિરીય નામ રાખવામાં આવ્યું છે તે સંબંધમાં એવું કહેવામાં આવે છે કે તિત્તિર નામના ઋષિ એના દ્રષ્ટા હતા તેથી એ તેમ તૈત્તિરીય કહેવાય છે. અન્ય એક વિવેચન આ શાખાનું આપવામાં તે શુકલ યજુર્વેદની ઉત્પત્તિના સંબંધમાં અનુપદ આપવામાં આવ્યું છે.

શુકલ યજુર્વેદનું નામ વાજસનેયી સંહિતા છે; તેનું કારણ કે એ વજસનિના વંશમાં ઉત્પન્ન થયેલા વાજસનેય (એટલે યાજ્ઞવલ્કય) ઋષિએના દ્રષ્ટા છે. વૈશંપાયને યજુર્વેદનું ૨૭ શિષ્યોને અધ્ય-

યન કરાવ્યું હતું. પછીથી બીજા શિષ્યોને એ મૂળ રૂપના યજુર્વેદનું અધ્યયન કરાવવાનું કામ યાજ્ઞવલ્કયને સોંપ્યું હતું. એટલામાં અકસ્માત્ વૈશંપાયને પોતાના ભાણેજનો વધ અકસ્માત્ કર્યો. અને તેના પાપમાં ભાગી થવા યાજ્ઞવલ્કયે ના કહી. તે પરથી વૈશંપાયને એમને એવી આજ્ઞા કરી કે મારી શીખવેલી વિદ્યા મને પાછી આપી દે. તે આજ્ઞાનુસાર યાજ્ઞવલ્કયે તે વિદ્યાનું વમન કરી દીધું. એ વમન કરેલી વિદ્યાનું બીજા શિષ્યોએ તિત્તિર પક્ષીનું રૂપધારણ કરી ગ્રહણ કરી લીધું. અને તેથી એ વિદ્યાને તૈત્તિરીય નામ આપવામાં આવે છે અને તે વમન કરેલા ઉચ્છિષ્ટ રૂપવાળી થયેલી વિદ્યા હોવાથી એને કૃષ્ણ યજુર્વેદ નામ પણ આપવામાં આવે છે, અને યાજ્ઞવલ્કયે પછી શ્રીસૂર્યની ઉપાસના કરી પુનઃ યજુર્વેદનો સાક્ષાત્કાર થયો. આ યજુર્વેદ તે પૂર્વની અપેક્ષાથી શુદ્ધ હોવાથી શુકલ કહેવાય છે. આ પ્રકારની આખ્યાયિકા પુરાણમાં પ્રસિદ્ધ છે અને શુક્લ યજુર્વેદના ભાષ્યકાર મહીધર પણ તેનો ઉલ્લેખ કરે છે.

પ્રતિજ્ઞાપરિશિષ્ટ તથા વિષ્ણુ પુરાણપ્રમાણે શુક્લ યજુર્વેદની ૧૫ શાખા છે અને તેમાં માધ્યંદિન અને કાણ્વ એ બે મુખ્ય શાખા છે. આ બન્નેનો વિષય સમાન છે તથા રચના પણ સમાન છે. સંહિતામાં જે ભેદ છે તે માત્ર પાઠભેદ ગણાય તેવો જ છે.

શુક્લ યજુર્વેદના ૪૦ અધ્યાય છે. માધ્યંદિન શાખામાં ૩૦૩ અનુવાક તથા ૧૯૭૫ કંડિકા છે. પ્રથમ ૨૫ અધ્યાયમાં યજ્ઞ કર્મમાં ઉપયોગી થતા મંત્રો છે. આ જ કર્મના અંગભૂત વધારાના કેટલાક મંત્રોનો સંગ્રહ ૨૬થી ૩૦ અધ્યાયમાં કરેલો છે. કાત્યયનની અનુક્રમણી તેમ જ પરિશિષ્ટમાં ૨૬થી ૩૫ અધ્યાયને ખિલ ભાગ ગણ્યો છે. ૩૦થી૩૯ સુધીના અધ્યાયમાં પુરુષમેધ, સર્વમેધ આદિ નવીન કર્મમાં ઉપયોગમાં આવતા મંત્રો છે. ૪૦મો અધ્યાય તે ઇશાવાસ્યોપનિષદ્ છે. એ વેદની સંહિતામાં દર્શ અને પૌર્ણમાસ ઇષ્ટિના મંત્રો પ્રથમ બે અધ્યાયમાં છે. તૃતીયમાં આધાન તથા અગ્ન્યુપસ્થાન અને ચાતુર્માસ્યાદિના મંત્રો છે. ૪થી ૮સુધીના અધ્યાયમાં અગ્નિષ્ટોમના સંબંધના વિધવિધ કર્મના મંત્રો છે. નવમા અધ્યાયમાં વાજપેય અને રાજસૂય યજ્ઞના અંગભૂત મંત્રો છે તથા દશમા અધ્યાયમાં અભિષેકને માટે જલાધાનાદિ રાજસૂય યજ્ઞ અંગભૂત મંત્રો છે. ૧૧થી ૧૮ અધ્યાયમાં અગ્નિચયનમાટે વેદિરચના આદિના મંત્રો છે. ૧૯થી ૨૧સુધીમાં સૌત્રામણીના મંત્રો છે. ૨૨થી ૨૫ સુધીમાં

અશ્વમેધમાં ઉપયોગી મંત્રો છે. ૨૬મા અધ્યાયમાં ખિલ મંત્રો છે, ૨૭માં પંચચિતિક અગ્નિના મંત્રો છે, ૨૮માં સૌત્રામણિના અંગભૂત શેષ મંત્રો છે. ૨૯માં અશ્વમેધના શેષ મંત્રો છે. ૩૦માં પુરુષમેધના મંત્રો છે. ૩૧ અધ્યાયમાં પુરુષસૂક્ત છે. ૩૨, ૩૩માં સર્વમેધ યજ્ઞના મંત્રો છે. ૩૪ માં શિવસંકલ્પાદિ મંત્રો છે. ૩૫માં પિતૃમેધના મંત્રો છે. ૨૬થી આરણ્યકનો ભાગ શરુ થાય છે, યદ્યપિ અહિં તે સંહિતામાં જ પઠિત છે. ૩૬થી ૩૯સુધીમાં પ્રવર્ગ્ય અગ્નિના સંબંધી મંત્રો છે. ૪૦માં ઉપર જણાવ્યું તેમ ઈશાવાસ્યોપનિષદ્ છે. અથર્વ વેદનું એક પ્રાચીન નામ અથર્વાઙ્ગિરસ તથા ભૃગ્વંગિરસ છે અને એ નામો આ વેદની ત્રયિથી એક વિશેષતા બતાવે છે. ઋગ્વેદ એટલે ઋચાઓનો વેદ, યજુર્વેદ એટલે યજુસ્નો વેદ, અને સામવેદ એટલે સામનો વેદ; આ ત્રણેના વિષયને સ્પષ્ટ કરે છે. કે ઋગ્વેદમાં ઋચાઓજ હોય છે, યજુર્વેદમાં સ્તુતિમંત્ર અને વિનિયોગ મંત્રરૂપ યજુસ્ હોય છે અને સામવેદમાં ગાનના મંત્રરૂપ સામ હોય છે. આ રીતે આ વિષયને અનુસરીને આ ત્રણ નામો છે ત્યાં અથર્વ વેદ એટલે અથર્વનું પ્રતિપાદક વેદ એવો એનો અર્થ નથી પણ અથર્વન્ ઋષિ જેના દ્રષ્ટા છે તે વેદ. અથર્વનનું નામ ઋગ્વેદમાં આવે છે અને ત્યાં અરણિમાંથી અગ્નિને પ્રથમ એ ઋષિએ ઉત્પન્ન કર્યો છે, અને દેવ અને મનુષ્યોની વચ્ચે સંબંધનો માર્ગ એ ઋષિએ ખુલ્લો કર્યો છે તથા અસુરોને એ ઋષિએ પોતાની દિવ્ય શક્તિથી હઠાવ્યા છે. ઇત્યાદિ કહેવામાં આવ્યું છે. આ અથર્વન્ ઋષિ અને એમના કુટુંબના ઋષિઓએ જે વેદનો સાક્ષાત્કાર કર્યો તે વેદને અથર્વ વેદ કહે છે. આ પ્રમાણે અથર્વાગિરસ એ નામનો પણ એવો અર્થ છે કે અથર્વન્ અને અંગિરસ એ ઉભય ઋષિકુળનો વેદ. તે જ રીતે ભૃગુઅંગિરસ એ નામ પણ એ ઉભય કુળનો વેદ એ અર્થને જણાવે છે. કેટલાકનું એવું માનવું છે કે અથર્વાગિરસનો એવો અર્થ છે કે જે દેવતાની સ્તુતિના મંત્રો અથર્વ વેદમાં છે તે અથર્વ છે અને જે ભૂત પ્રેતાદિ વિરોધી સત્તાને દૂર કરનાર મંત્રો છે તે અંગિરસ છે અને આ વેદમાં એ બંને પ્રકારના મંત્રો છે તેથી એ અથર્વાગિરસ કહેવાય છે.

આ વેદનું બીજું નામ બ્રહ્મવેદ છે. બ્રહ્મવેદ શબ્દનું વિવેચન ત્રણ પ્રકારે કરવામાં આવે છે: (૧) બ્રહ્મનામના ઋત્વિજનો વેદ;

(૨) બ્રહ્મ એટલે સ્તુતિનો અર્થાત્ વર, શાપ, મંત્રો આદિ બ્રહ્મને જણાવનાર વેદ; (૩) પરાત્ પર પુરુષરૂપ બ્રહ્મના જ્ઞાનને પ્રતિપાદન કરનાર વેદ.

યજ્ઞ કરવામાં ૧૬ ઋત્વિજોનો ઉપયોગ થાય છે. તેમાં ચાર મુખ્ય છે અને એ પ્રત્યેકના ત્રણ ત્રણ સહાયક હોય છે. મુખ્ય ચાર ઋત્વિજ તે હોતા, અધ્વર્યું, ઉદ્‌ગાતા અને બ્રહ્મા છે. મૈત્રાવરુણ, અચ્છાવાક અને ગ્રાવસ્તુત્, એ ત્રણ હોતાના સહાયક છે; પ્રતિપ્રસ્થાના, નેષ્ટા અને ઉન્નેતા એ અધ્વર્યુંના સહાય છે; પ્રસ્નોના, આગ્નિધ્ર અથવા અગ્નિધ્, અને પોતા એ ઉદ્‌ગાતાના સહાયક છે; અને બ્રાહ્મણાચ્છાંસી, પ્રતિહર્તા અને સુબ્રહ્મણ્ય એ ત્રણ બ્રહ્માના સહાયક છે. આ ૧૬નું નામ ઋત્વિજ છે અને એનું યજમાન વરણ કરે છે. આ ઉપરાંત શમિતા, વૈકર્તા; અમસાધ્વર્યું આદિ ઉપયોગમાં આવે છે પણ તેની ગણના ઋત્વિજમાં નથી. ઋત્વિજમાં આ ૧૬ની ગણના છે, અને તેમાં પણ ચાર મુખ્ય ઋત્વિજ છે. તેમાં હોતા એ ઋગ્વેદના ઋષિ જ છે, અધ્વર્યું યજુર્વેદના, ઉદ્‌ગાતા સામવેદના અને બ્રહ્મા અથર્વ વેદના છે. બ્રહ્માનું કામ આખા યજ્ઞકર્મપર દેખરેખ રાખવાનું છે તથા તેમાં જે ભૂલ થાય છે તેને તપાસી તે દરેક માટે પ્રાયશ્ચિત્ત ત્યાં કરાવવાનું હોય છે. આ પ્રમાણેના બ્રહ્મા ઋત્વિજને અથર્વ વેદનું જ્ઞાન હોવું જ જોઇએ; કારણ કે તે વિના સર્વ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત આપવા અન્ય પણ ઉત્પાદાદિ થાય તો તેને શમન કરનાર કર્મનો બોધ કરીને કરાવવાં એ આદિકર્મ થઇ શકે તેમ નથી. તેથી બ્રહ્માનો વેદ હોવાથી અથર્વવેદ તે બ્રહ્મવેદ છે એવું એક વિવેચન છે. દ્વિતીય તથા તૃતીય વિવેચન સ્પષ્ટ છે.

અથર્વવેદસંહિતામાં ૨૦ કાણ્ડ છે તથા સૂકતો લગભગ ૭૬૦ છે અને લગભગ ૬૦૦૦ મંત્રો છે. તેમાં ૧થી ૭ કાણ્ડમાં સૂકતોની રચના મંત્રની સંખ્યાપર કરેલી જણાય છે. ચાર મંત્રોનાં સૂકતો પ્રથમ કાણ્ડમાં રાખેલાં છે; પાંચ મંત્રોનાં સૂકતો દ્વિતીય કાણ્ડમાં છે; ૭ મંત્રોનાં સૂકતો તૃતીય કાણ્ડમાં છે; સાત મંત્રોનાં સૂકતો ચતુર્થ કાણ્ડમાં છે; ૮થી ૧૮ મંત્રોનાં સૂકતો પંચમ કાણ્ડમાં છે. ત્રણ મંત્રોનાં સૂકતો ષષ્ઠ કાણ્ડમાં છે; અને સપ્તમ કાણ્ડમાં એક મંત્રનાં સૂકતોથી તે ૧૧સુધીનાં સૂકતો છે. આઠથી વીસ સુધીમાં મોટાં સૂકતો છે અને તેમાં કેટલાંકમાં તો ૫૦, ૬૦, ૭૦ અને ૮૦ મંત્રો સુધી છે.

એકથી ૧૩સુધીના કાણ્ડમાં આવેલા મંત્રો વિવિધ પ્રકારના છે. ત્યારે ૧૪થી ૨૦ સુધીમાં વિશેષ વ્યવસ્થિત રચના છે. ૧૪માં ઉદ્વાહના મંત્રો છે; ૧૫માં વ્રાત્ય સંબંધના મંત્રો છે. ૧૬ અને ૧૭માં જલશુદ્ધિ, સ્વરસૌષ્ઠવ, દીર્ઘ આયુષ્, શત્રુને શાપ આદિ વિવિધ પ્રકારના મંત્રો છે. ૧૮માં ઔર્ધ્વદૈહિક કર્મના મંત્રો છે. ૧૯માં સંરક્ષણ, ધન આદિના પ્રકીર્ણ મંત્રો છે. અને ૨૦માં જો૧૨૭થી૧૩૬ સુધીના સૂક્તો જે જઠરમાં રહેતી કેટલીક ગ્રંથિ જેને કુંતાપ કહે છે તેના સંબંધના છે તે બાદ કરીએ તો બાકીના ભાગમાં ઇન્દ્ર દેવના મંત્રો છે અને તે ઋગ્વેદમાંના મંત્રોસાથે સમાન જ છે અને તેથી ઋગ્વેદમાંથી લીધેલા મનાય છે. આ ઉપરાંત પણ ઋગ્વેદના પણ મંત્રો અથર્વવેદમાં આવે છે અને તેમાં કેટલાક તો શબ્દશઃ સરખા જ છે ત્યારે કેટલાકમાં પાઠભેદ ગણાય તેટલો જ ભેદ છે. આખી સંહિતાનો સપ્તમાંશ ભાગ લગભગ આવો છે.

આ વેદની આખી સંહિતાના મંત્રોનો શાન્તિક પૌષ્ટિક કર્મમાં વિનિયોગ કેવી રીતે થાય છે તે કૌશિક સૂત્રમાં જણાવ્યું છે અને તેથી એ સૂત્ર સંહિતાવિધિ કહેવાય છે. એ સૂત્રમાં જે વિવિધ કર્મોમાં મંત્રોનો વિનિયોગ કર્યો છે તે પરથી અથર્વવેદની સંહિતામાં કયા કયા વિષયોના મંત્રો છે, તે અત્યંત સ્પષ્ટ થાય છે. એમાં કેટલાક મંત્રો મેધાની ઉત્પત્તિ માટેના છે, કેટલાક બ્રહ્મઆદિની સંપત્ ને અર્થે છે. કેટલાક ગ્રામ, નગર, દુર્ગ, રાષ્ટ્રાદિની પ્રાપ્તિ માટેના છે. પુત્ર, પશુ, ધન, ધાન્ય, પ્રજા, સ્ત્રી, કરિ, તુરગ, રથ આદિ સર્વની સંપત્માં કેટલાક મંત્રોનો વિનિયોગ છે. કેટલાક મંત્રો સામંજસ્ય છે એટલે કે સર્વ જનોના ઐક્ય માત્રની સિદ્ધિ અર્થેના છે. ત્યાર પછી રાજકર્મના મંત્રો છે, શત્રુ, હસ્તિના શાસનના તથા સંગ્રામમાં જયની સિદ્ધિ અર્થેના, ઇષુના નિવારણાર્થેના, ખડ્ગાદિ સર્વ શસ્ત્રોના નિવારણાર્થેના, શત્રુસેનાનાં મોહન, ઉદ્વેજન, સ્તંભન, તથા ઉચ્ચાટનાદિના અને સ્વસેનાના ઉત્સાહ, પરિરક્ષણ તથા અભયને સાધનાર મંત્રો છે. કેટલાક મંત્રોનો વિનિયોગ જય પરાજયની પરીક્ષામાં, સેનાપત્યાદિ પ્રધાન પુરુષના જય સાધવામાં તથા એ આદિ કર્મોમાં થાય છે. કેટલાક મંત્રો પાપના ક્ષય કરવા માટેના ઉપયોગના છે. કેટલાક નિર્ઋતિકર્મક, ચિત્રાકર્મક, પૌષ્ટિક, ગોસમૃદ્ધિકર્મક, લક્ષ્મીકારક પુષ્ટિ માટે મણિબંધનમાં ઉપયોગી, કૃષિની પુષ્ટિ કરનારા, બળદની સમૃદ્ધિના સાધક, ગૃહસંપત્ કરનારા, અને નવશાલાકર્મક છે.

અન્ય વૃષોત્સર્જન અને આગ્રહાયણીના ઉપયોગી છે. પૂર્વ જન્મોમાં કરેલાં પાપને લીધે થતા અસાધ્ય વ્યાધિના પ્રતીકાર અર્થે કેટલાક મંત્રો વપરાય છે, જેવા કે સર્વ વ્યાધિના નિવારણને અર્થે. જવર, અતિસાર, બહુ મૂત્રાદિ વ્યાધિને મટાડવા માટે, શસ્ત્રાદિના અભિઘાતથી વહેતા લોહીને બંધ કરવા માટે, ભૂત, પ્રેત, પિશાચ, અપસ્માર, બ્રહ્મરાક્ષસ તથા બાલ ગ્રહાદિને દૂર કરવા અર્થેના મંત્રો. આ ઉપરાંત, વાત, પિત્ત અને શ્લેષ્મજન્ય રોગો, હૃદ્રોગ, શ્વિત્ર, સંતત જવર, એકાહિક જવર, વિષમજવર, રાજ્યક્ષ્મ, જલોદર, કંદ મૂલ સર્પ વૃશ્ચિક આદિ સ્થાવર જંગમના વિષ ઇત્યાદિને નિવારણ કરવામાં ઉપયોગી મંત્રો એમાં છે. પછી શિરસ્, અક્ષિ, નાસિકા, કર્ણ, જિહ્વાઆદિના રોગો અને ગણ્ડમાલાદિ રોગોને સારા કરવા માટેના મંત્રો છે. પુત્રાદિની સ્ત્રાને પ્રાપ્ત કરાવનાર મંત્રો, સુખપ્રસવ થાય તે માટેના મંત્રો તથા ગર્ભાધાન, ગર્ભની પુષ્ટિ તથા પુંસવનાદિના મંત્રો આપવામાં આવ્યા છે. કેટલાક મંત્રો સૌભાગ્યની પ્રાપ્તિ કરવામાં ઉપયોગના છે. અન્ય રાજા આદિના ક્રોધને દૂર કરવા માટે વિધાન કરેલા છે. કુદિન, અશાંતિ, અતિવૃષ્ટિ આદિની નિવૃત્તિ કરનાર મંત્રો પછી આપ્યા છે. સભાજય, વિવાદ જય અને કલહ શમનના મંત્રો પછી આવે છે. સ્વેચ્છાવડે નદીનો પ્રવાહ કરાવનાર મંત્રો આપેલા છે. કેટલાક વૃષ્ટિ આણવામાં વિહિત છે. પછી ઉત્થાપન કર્મ, દ્યૂતજયકર્મ, ગોવત્સવિરોધનિવારણ, અશ્વશાન્તિ, વાણિજ્ય લાભકર્મ છે. પછી સ્ત્રીઓનાં પાપલક્ષણોને નિવારણ કરનાર મંત્રો છે. પછી વાસ્તુસંસ્કારકર્મ, ગૃહપ્રવેશકર્મ, કપોત વાયસ આદિવડે દૂષિત થએલા ગૃહની શાન્તિ, કુરપ્રતિગ્રહ, અયાજ્યયાજન આદિ દોષની નિવૃત્તિ, દુઃસ્વપ્નનું નિવારણ, કુમારનો પાપ નક્ષત્રમાં જન્મ થયો હોય તો તેની શાન્તિ, ઋણનું નિવારણ, ખરાબ શકુનની શાન્તિ આદિમાં ઉપયોગી મંત્રો છે. અભિચાર કર્મના મંત્રો તથા અન્યકૃત અભિચારને નિવારણ કરનાર મંત્રો પછી આવે છે. પછી સ્વસ્તિઅયન, આયુષ્ય, જાતકર્મ, નામકરણ, ઉપનયનાદિકર્મ, એકાગ્નિસાધ્ય કામ્ય યાગો તથા ૨૨ પ્રકારના સ્વયજ્ઞ, આવસથ્યાધાન, વિવાહ, પૈતૃમેધિક, પિણ્ડપિતૃયજ્ઞ, મધુપર્ક, ઉત્પાતશાન્તિ, આજ્યતન્ત્રવિધિ, અષ્ટકાકર્મ, ઇન્દ્રમહ આદિના મંત્રો છે.

આ પ્રમાણે કૌશિક સૂત્રપ્રમાણેનો વિષય અથર્વવેદનો છે. અને એથી સ્પષ્ટ થાય છે કે ઐહિક અને આમુષ્મિક ઉભય વિવિધ

અર્થને સાધનાર મંત્રોનો એ સંગ્રહ છે. આમ હોવાથી એના સંબંધમાં આવો ઉલ્લેખ છે કે न तिथिर्न च न नक्षत्रं न ग्रहो न च चन्द्रमाः। अथर्वमन्त्रसंप्राप्त्या सर्वं सिद्धिर्भविष्यति ॥ એમાં તિથિ નથી, એમાં નક્ષત્ર નથી, ગ્રહ નથી અને ચંદ્રમા પણ નથી એમાંથી કોઇની અપેક્ષા નથી પણ અથર્વના મંત્રની સંપ્રાપ્તિવડે જ સર્વ સિદ્ધિ થાય છે. સ્કંદ પુરાણમાં એવું પણ કહ્યું છે કે यस्त प्राथर्वणान् मन्त्रान् जपेच्छ्रद्धासमन्वितः। तेषामर्थोद्भवं कृत्स्नं फलं प्राप्नोति सध्रुवम् ॥ જે પુરુષ આથર્વણ મંત્રોનો જપમાત્ર કરે છે તો તેથી પણ તેનું સમગ્ર ફલ પામે છે.

આ વેદના પૈપ્પલાદ, લૌદ, ચૌદ, શૌનકીય, જાજલ, જલદ, બ્રહ્મવદ, દેવદર્શ અને ચારણવૈદ્ય એવા નવ વિભાગ, નવ શાખા ગોપથ બ્રાહ્મણમાં ગણાવ્યાં છે. તથા સર્પવેદ, પિશાચવેદ, અસુરવેદ, ઇતિહાસવેદ અને પુરાણવેદ એવા પાંચ એના ઉપવેદ ગણાવ્યા છે.

સંક્ષેપમાં વેદ ચતુષ્ટયની આ પ્રકારની સંહિતા છે. એને સંહિતા કહેવાનું કારણ એ છે કે એમાં મંત્રોનો સંગ્રહ છે, અને તે સાથે એમાં વ્યાકરણના નિયમપ્રમાણે સંધિ કરેલી છે. આ કારણથી એ પ્રકારના મંત્રોનો પાઠ તે સંહિતાપાઠ કહેવાય છે. સંહિતાપાઠશિવાય અધ્યયન કરનાર પદ, ક્રમ, જટા અને ઘન એ ચાર પાઠ પણ વધારામાં કરે છે. પદ પાઠમાં પ્રત્યેક પદ વિભક્ત કરવામાં આવે છે અને તે સાથે જે સમાસ હોય છે તેનો પણ વિગ્રહ કરવામાં આવે છે.

ક્રમપાઠ એથી કઠિન છે. ૧૧ શબ્દોનો એક મંત્ર લઇએ તો તેનો ક્રમપાઠ કરનાર એ શબ્દોની આવૃત્તિ આ પ્રમાણે કરે છે; ૧, ૨; ૨, ૩; ૩, ૪; ૪, ૫; ઇત્યાદિ. એટલે કે દ્વિતીય તૃતીયાદિ શબ્દોની આ પ્રમાણે આવૃત્તિ કરાય છે. એ પાઠમાં સંધિના નિયમો તથા સ્વરો બરાબર પાલન કરવામાં આવે છે, અને અર્ધ મંત્રનો અને આખા મંત્રનો જે છેલ્લો શબ્દ તેની સાથે इति બોલવામાં આવે છે. એ इतिને વેષ્ટન નામ આપવામાં આવે છે. ઐતરેય આરણ્યકમાં આ ત્રણે પાઠનું કથન આવે છે અને ત્યાં પદપાઠને प्रतृण્ણ અને ક્રમને उभयनन्तरेण એવાં પ્રાચીન નામો આપ્યાં છે.

જટા પાઠમાં પદોનો ઉચ્ચાર આ પ્રમાણે કરવામાં આવે છે:—

૧. ૨, ૨. ૧, ૧. ૨; ૨. ૩, ૩. ૨, ૨. ૩; ૩. ૪, ૪. ૩, ૩. ૪; વગેરે. ઘનપાઠમાં આ પ્રમાણે છે:—

૧. ૨, ૨. ૧, ૧. ૨. ૩, ૩. ૨. ૧, ૧. ૨. ૩; ૨. ૩, ૩. ૨, ૨. ૩. ૪, ૪. ૩. ૨, ૨. ૩. ૪; વગેરે આમાં અર્ધમંત્ર તથા આખા મંત્રના છેલ્લા બે શબ્દોને વેષ્ટન કૃતિ લગાડી આવૃત્તિ કરવામાં આવે છે અને તે સાથે આ પાઠમાં સમાસનો વિગ્રહ કરવામાં આવે છે.

સંહિતા, પદ, ક્રમ, જટા અને ઘન એ પાઠોના સ્વરૂપથી સ્પષ્ટ થાય છે કે મંત્રોને એના એ જ રૂપમાં રાખવા અર્થે, એમાં કોઇ પણ શબ્દ કે માત્રાનો લેશ પણ ફેર નહિ થાય તે અર્થે એ રચના રાખી છે. જ્યારે લખવાનો પ્રચાર હોય ત્યારે પણ વિવિધ કારણથી પાઠભેદ થઇ જાય છે તો જ્યારે સંપ્રદાય રીતે ગુરુશિષ્યને મોઢેથી જ શીખવે ત્યારે તે શીખેલા પાઠમાં ભેદ થવાનો ઘણો સંભવ રહે છે. તેવો કોઈ પણ અંશે ભેદ નહિ થાય અને મૂળ વેદનું સ્વરૂપ જેવું છે તેવું ને તેવુંજ સહસ્રાવધિ કે લક્ષાવધિ વર્ષોસુધી સચવાઈ રહે તે માટે જ આ અટપટી એવી જણાતી રીતે પઠન કરવાનો પ્રચાર ઋષિ મુનિઓએ પ્રવર્તાવ્યો છે.

આ રીતે અતિશય રાખેલી સંભાળ સ્પષ્ટપણે સૂચવે છે કે વેદમાં એક માત્રાનો પણ ભેદ ન થવો જોઇએ એવો પૂર્વપુરુષોનો આગ્રહ છે. અને એથી જ સ્પષ્ટ થાય છે કે વેદમાં અર્થની પ્રધાનતા નહિ હોતાં શબ્દનું જ પ્રાધાન્ય છે. આથી એ પણ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે વેદને બદલે બીજી કોઇ પણ ભાષામાં તેનો અર્થ દર્શાવાય અથવા વેદભાષાને બદલે અન્ય સંસ્કૃત શબ્દોમાં જ તે અર્થ દર્શાવાય અથવા વેદના જ શબ્દો રાખવામાં આવે છતાં તેમાં સ્થાનાન્તર કરી ઉચ્ચારવામાં આવે તો એ સર્વ પદ્ધતિ અવૈદિક છે અને અનાર્ય છે. એમાંથી કોઇ પણ પદ્ધતિ અભીષ્ટને સાધનારી નથી, વેદપ્રતિપાદિત ફળને ઉપજાવનારી નથી. લૌકિક લખાણમાં એકની એક વાત વારંવાર લખવાની સાથે સાથે આવે છે તો ત્યાં એકવાર તે વાતને લખી પછી નીચે અંગ્રેજીમાં Ditto Ditto લખવામાં આવે છે અને આપણામાં સદર, સદર લખવાનો પ્રચાર થયો છે, તો પણ ગુરૂપદિષ્ટ મંત્રમાં એકવાર તેનો ઉચ્ચાર કરી પછી સદર સદરનો ઉચ્ચાર કરવારૂપ જપ કોઇ કરે તો તે મૂર્ખ મનુષ્ય મંત્રજપજન્ય ફળથી રહિત જ રહે છે એટલું નહિ પણ જાણી જોઇને તેમ કરતો હોય તો તે મંત્રનો ઉપહાસ કરવાથી તજ્જન્ય પાપનો ભાગી થાય છે. તે જ પ્રમાણે વૈદિક મંત્રોનો એ જ

આનુપૂર્વીથી અને એ જ નિયમથી ઉચ્ચાર કરવારૂપ પાઠ નહિ કરતાં યજ્ઞ યાગાદિ કર્મોમાં એના પર્યાય શબ્દોથી અથવા એ જ શબ્દોને રચનાન્તર કરી જો કોઈ પાઠ કરે તો તે તે તે કર્મજન્ય ફળને પામતો નથી એટલું જ નહિ પણ વેદનો ઉપહાસ કરનાર હોવાથી તે મંદમતિ પ્રત્યવાયનો જ ભાગી થાય છે એ સ્પષ્ટ આર્યસિદ્ધાન્ત છે.

આ પ્રમાણે વેદમંત્રોની અભિન્ન આનુપૂર્વી રાખવામાં વિવિધ-કારણોની કલ્પના થઇ શકે છે. આપણે જોઇએ છીએ કે દેવદત્ત, કેસરિસિંહ આદિ નામ મનુષ્યોને આપવામાં આવે છે તેનો અર્થ એ છે કે માતાપિતા આદિ વડીલ તે તે મનુષ્યમાટે એવો સંકેત કરે છે કે એ મનુષ્યને અમુક અમુક શબ્દ લાગે એટલે એ શબ્દ-થી એ મનુષ્યસંબંધી વ્યવહાર કરવો. આ સંકેતને અનુસરી ઇતર મનુષ્યો તે તે નામથી તે તે મનુષ્યસાથે વ્યવહાર કરે છે અને એ મનુષ્યો પણ એ સંકેતને સ્વીકારી એ નામથી કરવામાં આવતો વ્ય-વહાર પોતાને માટે છે એમ સ્વીકારે છે અને પોતે પણ એજ સંકેત-પ્રમાણે એ નામથી વ્યવહાર કરે છે. હવે એ સંકેત એ અમુક આનુપૂર્વીવાળા શબ્દપર જ કરવામાં આવ્યો છે. તેથી એ આનુપૂર્વી બદલી કોઇ અન્ય આનુપૂર્વીવાળા શબ્દનો જ અર્થાત્ દૈવત્તદત્ત, અમરદત્ત, ત્રિદશદત્ત ઇત્યાદિ પર્યાય શબ્દોનો પ્રયોગ કરે તો તે શબ્દથી તે તે વ્યક્તિના સંબંધનો વ્યવહાર થતો નથી. તે જ પ્રમાણે તે તે મંત્રના દેવોનો એવો સંકેત હોય કે અમુક અમુક પદસમૂહનો અમુક વ્યવસ્થાથી ઉચ્ચાર કરવામાં આવે તો એ ઉચ્ચાર્યમાણ મંત્ર મારી સાથે સંબંધવાળો હું સમજીશ, તો પછી એ પ્રકારનો સંકેત એ અમુક મંત્રવિશેષમાટે જ કરેલો હોવાથી એ મંત્રનો એ જ વ્યવસ્થાથી ઉચ્ચાર કરાય તો જ તે તે અધિષ્ઠાતા દેવ એ સંકેતવશાત્ તે મંત્રને પોતા સાથે સંબદ્ધ સ્વીકારે અને તેથી તે તે કાર્ય કરે, પણ એ મંત્રને બદલે અવ્યવસ્થિત આનુપૂર્વી કરી બોલવામાં આવે અથવા તો એ જ અર્થવાળો બીજો મંત્ર સંસ્કૃત કે પ્રાકૃત કોઈ પણ ભાષામાં ઉપજાવવામાં આવે તો પણ તે મંત્ર-રૂપ શબ્દસમૂહમાં તે તે દેવનો સંકેત નહિ હોવાથી તે વાચનથી પૂર્વમંત્રવત્ કાર્ય નહિ થાય એ યુક્તિયુક્ત જ છે.

ગુરુશ્રી શિષ્યને જ્યારે મંત્રદીક્ષા આપે છે ત્યારે પોતે અમુક મંત્ર મનમાં ઉચ્ચારે છે અને તેનો અમુક સંખ્યાથી પોતે જપ કરે છે તથા પ્રત્યેક સમયે એ મંત્ર શિષ્યનું અમુક શ્રેયસ્ કરો એવો

સંકલ્પ કરે છે તથા પછી એ મંત્રનો વૈખરીથી ઉચ્ચાર કરી શિષ્ય-પાસે ઉચ્ચાર કરાવે છે અને પછી તે શિષ્ય તે મંત્રનો જપ કરે છે. આમાં ઉપદેષ્ટા ગુરુશ્રીએ અમુક આનુપૂર્વીવાળાં શબ્દસમૂહપર જ પોતાની વિભૂતનો ઉપયોગ કરી સંકલ્પ નાંખ્યો છે તેથી એનાથી અતિરિક્ત શબ્દસમૂહ લઈ જપ કરવામાં આવે તો તે, તે શક્તિ-પાતથી રહિત હોવાથી લાભ આપતો નથી અને એ જ મંત્રનો જપ કરવામાં આવે તો એનાપર શક્તિપાત સંકલ્પવડે કરાએલો હોવાથી એ શ્રેયસ્નો સાધક થાય છે. આ જ પ્રમાણે વેદ મંત્રોપર તે તે ઋષિઓએ અથવા પરમેશ્વરે અથવા અનાદિ કાલથી સંકલ્પવડે શક્તિપાત થયો હોય તો એ મંત્રો એ જ આનુપૂર્વીવાળા એ જ રીતે ઉચ્ચરાય તો જ લાભ આપે અને એમાં સ્ખલન કોઇ પણ અંશે કરાય તો એ ફલરહિત થઇ રહે તો એ સ્વાભાવિક છે.

કુદરતમાં આપણે જોઇએ છીએ કે હવા, પ્રકાશ, ઉષ્મા, વિદ્યુત્ આદિનાં આંદોલન ભિન્ન ભિન્ન પ્રકારનાં હોય છે. અને હવે વિજ્ઞાને સિદ્ધ કર્યું છે કે ભિન્ન પદાર્થો તે વસ્તુતઃ એક જ તત્ત્વના છતાં ઇલેક્ટ્રોનનો ભેદ છે અર્થાત્ તેના આંદોલનમાં ભેદ છે માટે જ ભિન્ન ભિન્ન છે. તેથી આ નિયમપ્રમાણે જેમ હવાનાં આંદોલન ઉષ્માનાં આંદોલનથી ભિન્ન પ્રકારનાં છે, તેમ એ સર્વથા શબ્દનાં આંદોલનો ભિન્ન પ્રકારનાં છે. જેમ શબ્દવિશેષનાં આંદો-લન ભિન્ન પ્રકારનાં છે તેમ શબ્દસમૂહનાં આંદોલનના પ્રકાર પણ ભિન્ન ભિન્ન છે. આથી શબ્દાનુપૂર્વી જેટલાં અને જે પ્રકારનાં આંદોલનો પ્રકટાવે તેટલાં જ અને તે પ્રકારનાં આંદોલનો ઇતર કોઇ પણ આનુપૂર્વી પ્રકટાવી શકે તેમ નથી. સૃષ્ટિમાં સર્વત્ર અદ્વૈતપણું રહેલું છે; તેથી એક મંત્રરૂપ શબ્દોની આનુપૂર્વી જે આંદોલનો પ્રકટાવે અર્થાત્ જે પ્રકારની સૃષ્ટિ રચે તે જ પ્રકારની સૃષ્ટિની રચના ઇતર કોઇ આનુપૂર્વી કરી શકે તેમ નથી જ. અમુક મંત્ર કરી સૃષ્ટિ રચે છે તે વેદ જણાવે છે અને તેને તેનું ફલ નામ આપે છે. આથી સ્પષ્ટ થાય છે કે એક મંત્રનું જે ફલ હોય તે તેનાથી ઇતર કોઇ પણ આનુપૂર્વીનું નહિ જ હોવું જોઇએ. તેથી આ હેતુથી પણ સ્પષ્ટ થાય છે કે વેદમંત્રોની આનુપૂર્વી અભિન્ન રાખવાની આવશ્યકતા છે.

કૅબાલા આદિ કેટલીક પ્રાચીન સંસ્થામાં રહસ્યને ગુપ્ત કરવાનો એક વિધિ છે અને તેને નોટેરિકોન (Notariqon) કહેવામાં આવે છે, કેટલાક શબ્દો લઇ તેની રચના એવા પ્રકારે કરવી કે

કે જેથી તેમાંથી અમુક નવો શબ્દ વા અર્થ સંસ્કારીને જણાઇ આવે. ઉદાહરણ તરીકે Ichthus એ ગ્રીક શબ્દનો અર્થ મત્સ્ય છે. એ શબ્દ સાક્ષાત્ ન કહેતાં Iesus Christaos theon Uios soter (રક્ષક પરમાત્માના પુત્ર જીસસ ક્રાઇસ્ટ) આવા ગ્રીક શબ્દોનું વાક્ય છે. તે શબ્દોના પ્રથમ અક્ષરોનો સંગ્રહ કરવામાં આવે તો તેથી Ichthus એવો શબ્દ તરત નીકળે છે તેથી આ પ્રકારના વાકયની રચના કરી એ શબ્દનું ભાન કરાવ્યું છે. આ પદ્ધતિ જ્યાં કોઇ પણ ગુપ્ત રહસ્ય ઢાંકી રાખવું પણ હોય અને પ્રકાશમાં પણ લાવવું હોય ત્યાં સ્વીકારવામાં આવે છે. હવે જો આ વાકયમાં કોઇ પણ શબ્દનો સ્થાનભેદ કરવામાં આવે તો તરતજ Ichthus શબ્દ જે એમાં અનુસ્યૂત કરાયો છે તે તિરોધાન થઇ જાય છે, તેથી આવે સ્થલે આનુપૂર્વી નિયત જ રાખવી આવશ્યક છે એ સ્પષ્ટ છે. વેદમંત્રો પરા પૂર્વથી મંત્રિમ માણિના જેવા છે એ પ્રસિદ્ધ છે અર્થાત્ એમાં જે અર્થનું પ્રતિપાદન ભાષાના નિયમથી કરાય છે તે ઉપરાંત ઘણાં ઉંડાં અને મહત્ત્વવાળાં રહસ્યોને એમાં અનુસ્યૂત કરવામાં આવ્યાં છે. છતાં તે રહસ્યો અનધિકારી ન જાણે અર્થાત્ તેને અધિકારીને અર્થે પ્રકાશમાં મૂકયા છતાં પણ અનધિકારીના જાણવામાં તે નહિ આવે અને તેથી તે દ્વારા અનધિકારીવડે થતી જગત્ની હાનિ થતી અટકે તેટલા માટે એ રહસ્યોને આવી વિવિધ યુક્તિથી વેદમાં અનુસ્યૂત કરવામાં આવ્યાં છે. અને આ કારણથી એ જ મંત્રો, એ જ શબ્દો અને એ જ અનુપૂર્વીનું સંરક્ષણ થવાની આવશ્યકતા હોય તો તે સ્પષ્ટ છે.

આપણે જોઇએ છીએ કે ન્યાયાદિ શાસ્ત્રોમાં પર્વત વહ્નિવાળો છે, કેમકે તે ધૂમવાળો છે ઇત્યાદિ અનુમાનો સર્વ ન્યાયના ગ્રંથોમાં તેના તેજ આપવામાં આવે છે અર્થાત્ બીજાં અનેક અનુમાનો છતાં સર્વ ગ્રંથકાર પોતાના ગ્રંથમાં એના એ જ ઉદાહરણ રૂપે માત્ર વ્યવસ્થાની ખાતર આપતા રહે છે. જો વેદમંત્રોમાં વ્યવસ્થાની ખાતર પણ અભિન્ન આનુપૂર્વી રાખવાનો આગ્રહ રાખવામાં આવ્યો હોય તો તે સકારણ ઠરે છે. તો જ્યારે ઉપર જણાવ્યાં તે અને તે ઉપરાંત વિવિધ હેતુઓનો વિચાર કરીએ છીએ ત્યારે એ અભિન્ન આનુપૂર્વી રાખવાની આવશ્યકતા આપણને અધિક અધિક આવશ્યક સમજાયા વિના રહે તેમ નથી. તાત્પર્ય કે સંહિતા, પદ, ક્રમ આદિ વિવિધ પાઠોવડે વેદમંત્રોનું પૂર્વજોએ સંરક્ષણ કરી આર્યપ્રજાપર મોટો ઉપકાર કર્યો છે. ( અપૂર્ણ. )

जेकीसनदास जेठाभाइ कणीया.

# प्राचीन इजीप्टनी पौराणिकी कथा.

સગવડતા માટે હજારો વર્ષ સુધી તે દેશમાં પ્રસરેલા અમુક મતસમૂહને ઈજીપ્શીઅન ધર્મ કહેવામાં આવે છે; દીર્ઘ સમય સુધી હજારો વર્ષ સુધી પ્રસરેલા ધર્મમાં જે ક્રમિક ફેરફાર થવા જોઇએ તે સર્વ ક્રમિક ફેરફારો આ ઈજીપ્શીઅન ધર્મમાં પણ થયેલા દૃષ્ટિગોચર થાય છે, પ્રત્યેક દેવતાનું અમુક મર્યાદામાં જ સામ્રાજ્ય હોય એવા અનેક દેવોની કે જે દેવોમાં પરસ્પર વિરોધ ન આવે તેવાની કલ્પના કરવામાં ઈજીપ્ટના પુરાતન ધર્માધ્યક્ષો સમર્થ થયા નહુતા એ વાત કેવલ સત્ય છે; પરંતુ, અદ્ભુત શરીરોવાળા એ અગમ્ય ઇજીપ્શીઅન દેવોનું યથાર્થ વર્ગીકરણ કરવા આધુનિક શાસ્ત્રકારોએ શું અધિક સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે ? આ પ્રશ્નનો ઉત્તર શાસ્ત્રના અન્વેષકોએ તૈયાર જ રાખ્યો છે. એ લોકો કહે છે કે ધર્મોની તુલ્યતા કરવાની વિદ્યા પ્રતિવર્ષ વૃદ્ધિને પામતી જાય છે; અને પ્રાચીન ધર્મની અંધકારમય ગુહાઓમાં એ વિદ્યાનો પ્રકાશ ધીમે ધીમે પ્રસરતો જાય છે.

પ્રાચીન ઇજીપ્ટના ધર્મસંબંધી વિચાર કરતાં પ્રથમ જ સ્ફુરણ એ થાય છે કે એ ધર્મમાં એટલા બધા દેવતાઓ સ્વીકાર્યા છે કે પરસ્પર વિરોધ ન આવે એવા દેવોની કલ્પના એ લોકોથી થવી એ કેવલ આશ્ચર્યકારક જ હતું. આ પૂર્વના ઇજીપ્ટના શાસ્ત્રોથી સિદ્ધ થાય છે; દેવતાઓનું વર્ગીકરણ કરવામાં તથા આ સર્વ દેવતાઓના ગુણનું યથાર્થ વર્ણન કરવામાં અસ્પષ્ટતા એ શાસ્ત્રોમાં સુસ્પષ્ટ થાય છે. આ અસ્પષ્ટતાનું કારણ પણ સહસા અનુમેય છે. દેવતાઓની સંખ્યામાં આશ્ચર્યકારક વેગે વધારો થતો હતો; અત્યંત પ્રાચીન શાસ્ત્રોમાં માત્ર ૨૦૦ દેવતાઓનાં નામો આવે છે; પણ થીબન શાખાના પ્રેત પુસ્તકમાં ( Book of dead ) ૮૦૦ પૌરાણિક પુરુષોઉપરાંત લગભગ ૫૦૦ દેવતાઓનાં નામ આવે છે.

આ અસ્પષ્ટતા થવાનું અન્ય કારણ પણ હતું. ઈજીપ્ટના પ્રત્યેક પ્રદેશમાં ધર્મને સ્થાનીયરૂપ આપવામાં આવતું અર્થાત્ ભિન્નભિન્ન પ્રદેશના એકને એક દેવતાને ભિન્નભિન્ન નામ આપવામાં આવતું, એકના એક દેવની પૂજાના વિધિમાં ભેદ કરવામાં આવતો, એકના એક દેવની ઉત્પત્તિપ્રક્રિયા અને કર્મો જૂદી જૂદી રીતે

**સ્થાનીય દેવતા.**

વર્ણવવામાં આવતાં. વળી આ ઉપરાંત, કેટલાંક મુખ્ય શહેરો પોતાના દેવતા જૂદા જ માનતા તથા તેમાં ઈજીપ્ટના મુખ્ય દેવતાઓના ગુણકર્મોનો આરોપ કરતાં આ કારણથી મુખ્ય રાજ્યધાનીથી સ્વીકૃત ધર્મ તે સર્વોત્તમ ગણાતો, તેના દેવમંદિરોને મક્કા જેટલું માન અપાતું અને તેના સ્વીકૃત દેવની ઇજીપ્શીઅન દેવસમૂહમાં જ્યુપીટર જેટલી ઉચ્ચ સ્થિતિ આલેખાતી.

પણ જ્યારે ઈજીપ્ટમાં કેળવણી, કળા તથા પ્રજાત્વ સરખી રીતે વ્યાપી રહ્યું ત્યારે તો ધર્મ સર્વત્ર સમાન થઇ જવો જોઇએ એમ અત્ર શંકા સ્ફુરશે. પણ એવી સ્થિતિ કદાપિ આવી જ ન હતી; તેથી એ શંકાને અવકાશ રહેતો નથી. વિવિધ પ્રજાસાથેનો વ્યવહાર પણ ઈજીપ્ટના લોકોના તથા ધર્માધ્યક્ષોના સ્વભાવમાં ફેર કરવા સમર્થ થયો નહિ; અર્થાત્ જૂનાને જ વળગી રહેવાનો સ્વભાવ લોકોમાં વિશેષતઃ અને ધર્માધ્યક્ષોમાં બહુ જ ઓછો હતો. ધર્મના વિચારમાં ફેર, ઉત્પત્તિ સંભાવનામાં ભેદ ધર્માધ્યક્ષોતરફથી જ લોકોમાં કરવામાં આવતો; ક્વચિત્ ક્વચિત્ રાજાતરફથી પણ થતો. પ્રજામત માત્ર એક જ—નવું મુકી પાછું જૂનું ગ્રહણ કરવાનો. એ એક જ ફેરફાર કરવા આગ્રહ કરતો. આનો પરિણામ એ થયો કે જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ પ્રજા અને ધર્માધ્યક્ષોના મનમાં વિશેષ ભેદ પડતો ગયો, પ્રજા પૂર્વવત્ બાહ્યરૂપને જ વળગી રહેતી. ધર્માધ્યક્ષો બાહ્યરૂપતરફ ઓછું ધ્યાન આપી આંતર તત્ત્વનું અન્વેષણ કરતા.

ઇજીપ્શીઅન ધર્મનો વિકાસક્રમ અન્ય ધર્મોના વિકાસક્રમજેવો જ હોવો જોઇએ; તેથી તે સંબંધમાં અન્ય કલ્પના કરવી એ કેવલ હાનિકારક જ થાય.

અત્યંત પ્રાચીન પૂજાવિધિ જોતાં અનુમાન થાય છે કે તે સમયનો ધર્મ હીકસોસના સમયસુધી પ્રચલિત હતો; તથા તે પછીના ઇજીપ્ટના ધર્મમાં સૂર્યની કોઇપણ રૂપમાં પ્રધાન દેવતાતરીખે પૂજા થતી; અર્થાત્, ઈજીપ્ટના મુખ્ય દેવતાઓનું સૂર્યદેવસાથે એકીકરણ વા સમ્મિલન કરવામાં આવતું.

મધ્યમ સમયના તથા તે પછીના ઈજીપ્ટના ધર્મમાં ગ્રીક પૌરાણિકી કથાની પેઠે તત્ત્વજ્ઞાનના અંશો આવે છે. ઇજીપ્ટના ધર્મપુસ્તકો વિગેરેમાં પૌરાણિકી કથાનો ઉલ્લેખ વારંવાર આવે છે; પણ તે કથાઓ લુપ્ત થયેલી દેખાય છે કેમકે કોઇ પણ ઠેકાણે તે

કથાઓકહેલી નથી. કદાચ તે સમયમાં આ કથાઓ એટલી બધી સુજ્ઞાત હશે કે તેના ઉલ્લેખો સર્વને સહસા સમજી શકાતા હશે. પણ હાલ તો આ કથાના જ્ઞાનના અભાવે આ વિકાસક્રમના અભ્યાસમાં તથા અન્વેષણમાં ઘણી જ અડચણ પડે છે.

**સર્વ સજીવત્વવાદ.** અન્ય સર્વ પ્રજાની માફક ઈજીપ્શીઅનોમાં પણ અમુક જ ક્રમથી ધર્મનો વિકાસ થયો હશે એનો નિશ્ચિનજ છે. દૃષ્ટાન્તરૂપે, ઈજીપ્ટના શાસ્ત્ર જોતાં સમજાય છે કે એવો એક સમય હતો કે જ્યારે સર્વ સજીવત્વવાદ તત્ર પ્રચલિત હતો. સર્વસજીવત્વવાદ એટલે શું? મનુષ્યમાં જેમ જીવ તથા વ્યક્તિત્વ છે તેમ આસપાસની સર્વ વસ્તુઓમાં પણ છે એમ માનવું એનું નામ સર્વ સજીવત્વવાદ કહેવાય છે. જ્ઞાનની આરંભક સ્થિતિમાં સર્વ મનુષ્યો જીવને માને છે; જંગલીમાં જંગલી[1] પ્રજા પણ અદ્ભુત જીવ જેવું કંઈક સ્વીકારે છે. નિદ્રા નિદ્રા પછી પુનઃપ્રાપ્ત થતી ભાનવાળી દશા, તથા સ્વપ્નમાં દેખાતા વિચિત્ર ચમત્કારોને લીધે પૂર્વના મનુષ્યો પણ પ્રત્યેક માણસને બે અહમ્ છે એમ સ્વીકારતા. અહમ્ બે હોવાને લીધેજ એમ માનવામાં આવતું કે મૃત્યુ પછી આ દ્વિતીય અહમ્ રહે છે.

ઈજીપ્શીઅન લોકો જીવ ( Ba ) ને મનુષ્યના માથાવાળા પક્ષીના આકારમાં કલ્પતા. બીલકુલ પાછળ પડી ગયેલી પ્રજામા પણ જીવની કલ્પના પક્ષીના આકારમાંજ કરવામાં આવતી. પક્ષી કેવી રીતે ઉડે છે તે, દેવને રહેવાની જગ્યા—આકાશમાં જ પક્ષી કેમ ઉડે છે તેનું કારણ તથા વાણીને મળતું પક્ષીનુ ગાન—ઇત્યાદિ અશિક્ષિત મનુષ્યને જરા પણ સમજાતું નથી; તેથી તેને પક્ષી એક અગમ્ય તથા અલૌકિક વસ્તુ ભાસે છે. આવી પક્ષીની ક્રિયાપરથી તે અનુમાન કરે છે કે દેવોને (સ્વર્ગના દૂતોને) પણ પાંખ હશે જ. આ જ કારણથી સર્વ પૌરાણિકી કથામાં સર્વ અલૌકિક જીવોને પાંખવાળાજ કલ્પવામાં આવે છે. કેટલીક અમેરીકન પ્રજા એમ પણ સ્વીકારે છે કે પક્ષીઓ તો મરી ગયેલા માણસોના દેખાતા જીવો છે; રાજાના મરણ પછી તેમનો જીવ પક્ષીને મળે છે એમ પૌહરન[2] લોકો માને

૧ કેટલાક મતોને સર્વ સજીવત્વવાદ પૂર્વનો મત ઇત્યાદિ કહેવામાં આવે છે; પરંતુ, આ શબ્દોના અર્થ યથાર્થ સ્પષ્ટ થતા નથી.

૨ વર્જીનીઆમાં રહેતી એક જાતની પ્રજા.

છે; મરી ગયેલા શરીર લોકોના જીવ પક્ષીનું રૂપ પામે છે એમ એઝટેકસ લોકો જણાવે છે; બ્રાઝીલના બોરોઝ નામના લોકો કહે છે કે જીવનો આકાર પક્ષીજેવો છે તથા સ્વપ્નમાં પક્ષીના રૂપમાં જીવ બહાર નીકળી ફરે છે; ગળાની કૃકાટિકામાં પણ ઇંડાના આકારમાં જીવ રહે છે, તથા જો તે ફુટી જાય અને જીવ બહાર નીકળી જાય તો મૃત્યુ થાય એવી માન્યતા કેલમ્બીઆની કેટલીક પ્રજાની છે; બહાર જગતમાં શું થાય છે તે જોવા પોતાના જીવને ગરુડના આકારમાં બહાર મોકલવાનો ખેલ મીલેનેશીઆનો એક જાદુગર વારંવાર કરી બતાવતો; પ્લોનીજેવા સમર્થ ગ્રંથકાર કહે છે કે એરીસ્ટીસનો જીવ કાગડાના આકારમાં બહાર નીકળી જતાં દેખાયો હતો. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઈજીપ્શીઅન લોકો એકલા જ જીવને પક્ષીના આકારમાં કલ્પતા એમ ન હતું.

આ ઉપરાંત સર્વ સજીવત્વવાદના અન્ય દૃષ્ટાંતો પણ ઈજીપ્ટમાં મળી આવે છે. કબરોમાં જે જે વસ્તુઓ મુકવામાં આવતી તે સર્વને ભાંગી નાંખવામાં આવતી; અને એ વસ્તુઓના જીવ બહાર નીકળી મરનારના જીવ સાથે સાથે પ્રયાણ કરે એ આશયથી એમ કરવામાં આવતું. આ જ કારણથી ઓસીરીસની દંતકથામાં એમ કહ્યું છે કે તેની કફન બીબ્લોસમાં ઝાડની ઘટાથી આવૃત થઈ ગઈ હતી. ઈજીપ્શીઅન લોકો અન્ય દુનીઆના દ્વાર પણ સજીવ કલ્પતા. પેપીરસના એક પ્રકરણમાં સૂર્યજ્વાલાને મનુષ્યરૂપે ઉદ્દેશી છે. આ આદિ ઉપરથી એ ધર્મમાં સર્વ સજીવત્વવાદનું અસ્તિત્વ સ્પષ્ટ થાય છે.

**સવિભૂતિક પ્રતીકવાદ.** ઈજીપ્શીઅન ધર્મમાં આ વાદ પણ ઘણે સ્થાને દેખાય છે. કેટલાક દેવતાઓની મૂર્તિઓ સવિભૂતિક જ કલ્પી છે. નાના વા મોટા, સ્વાભાવિક વા કૃત્રિમ કોઈ પણ પદાર્થ સંબંધમાં એવું માનવું કે તે પદાર્થમાં ઇચ્છા, ચેતના તથા અલૌકિક શક્તિ રહેલી છે, અર્થાત્ આ પદાર્થ તે અલૌકિક ફરતી સત્તાનું ( તે સત્તાની વિભૂતિસહ ) આશ્રયસ્થાન છે—આને સવિભૂતિક-પ્રતીકવાદ કહેવામાં આવે છે. જીવતો વા મરી ગયેલો ( કારણ કે તેમના શબને તે પહેરાવાતું ) પ્રત્યેક ઈજીપ્શીઅન તાવીજ પહેરી રાખતો. આ પણ આ વાતનુંજ સૂચન કરે છે. સર્વ તાવીજનું માહાત્મ્ય આ વાદઉપર આધાર રાખે છે; કારણ કે એ તાવીજમાં સુભાગ્ય, સુખ રહેલું છે એમ માનવામાં

આવે છે. એવા પ્રતીકોમાં સુખ આપનારી સત્તા રહેલી છે એવું માત્ર જંગલીઓજ માને એવું કેટલાક વિદ્વાનોનું કહેવું છે; પણ તે યથાર્થ દેખાતું નથી. ઘડીઆળના અછોડાને છેડે ટંગાવેલા પ્રતીકોમાં સુખ આપવાનું સામર્થ્ય રહેલું એમ શું ઘણા કેળવાએલા મનુષ્યો પણ અદ્યાપિ નથી માનતા ? આવા ઘણા ખરા દેવતાઓના જ પ્રતીકો હોય છે; બકલમાં આપ્સીસની રક્ષકસત્તા નિવાસ સેવે છે એમ મનાતું.

**આધિદૈવિક-સંબંધવાદ.** પ્રત્યેક મનુષ્ય અથવા પ્રજાની આસપાસ આધિદૈવિક સત્તાઓ રહે છે, તે મનુષ્ય તથા પ્રજાપર તેની અસર થાય છે, તથા તે મનુષ્ય તથા પ્રજાને અને તે સત્તાને અદ્‌ભુત સંબંધ છે–આ પ્રકારનું માનવું તથા તેનું સમીકરણ કરવું તેને આધિદૈવિકસંબંધવાદ કહેવામાં આવે છે.[1]

ઇજીપ્ટના ધર્મશાસ્ત્રોનું અન્વેષણ કરનાર કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે ઈજીપ્ટની ધર્મસંસ્થામાં આ વાદને સ્થાન મળ્યું નહતું. ઈજીપ્ટની કેટલીક ધ્વજાપર બાજ, ગોધો, સસલું ઇત્યાદિ પશુપક્ષીઓના ચિત્ર કાઢવામાં આવતાં એ વાત સત્ય છે. પણ એ ચિત્રો આ દેવી સત્તાના ચિત્રોરૂપે આ લેખવામાં વા ભરવામાં આવતાં એમ માનવાનું કારણ નથી. આ ધ્વજા રાખનાર લોકો આ પશુ વા પક્ષીને જ દેવરૂપે સ્વીકારતા; એ પશુ વા પક્ષીના જ રક્ષણ નીચે પોતે છે એમ માનતા; તથા કેટલાક તો એ પશુ વા પક્ષીનો વધ કરતા નહિ; ઇત્યાદિ કારણોથી આ વાદ આ પશુપક્ષીની પૂજાના કારણરૂપે નથી એમ ડા. વાલીસ બજ કહે છે. કેટલીક ધ્વજા-પર બાણ, ટેકરી આદિ પશુ પક્ષીથી ઇતર વસ્તુ પણ ચીતરવામાં આવતી; અને તેની દેવતરીકે પૂજા થતી; આ વાત મારા મતને સમર્થ ન કરે છે એમ ડા. બજનું માનવું છે.

---

૧ સવિભૂતિક પ્રતીકવાદમાં તે પ્રતીકમાં રાખવામાં આવેલી સત્તા કેટલેક અંશે તે પ્રતીક ધારણ કરનારની આજ્ઞાનુસાર કાર્ય કરે છે એમ સ્વીકારાય છે. આ આધિદૈવિકસંબંધવાદમાં તે મનુષ્ય અથવા તો પ્રજાના રક્ષક વા પાલકરૂપે તે દૈવી સત્તા સ્વીકારાય છે તથા તે દૈવી સત્તાને પશુ વા વનસ્પતિના આકારમાં નિરૂપણ કરવામાં આવે છે.

પણ આ તેમનું કહેવું યથાર્થ નથી. માત્ર એથી તો એટલુંજ કહી શકાય કે આ-બાણ, ટેકરી આદિનો ઉપયોગ-ડા. બજને સમજી શકાતો નથી. આધિદૈવિકસંબંધવાદ કંઇ આ વસ્તુના સંબંધમાં જણાવતો નથી. કદાચ આ ટેકરી દેવતાના નિવાસસ્થાનરૂપે પૂજાતી હોય; અથવા તો કદાચ તેની ટેકરી રૂપેજ પૂજા થતી હોય. અન્ય ઘણા પ્રદેશોમાં પર્વતોના શિખરોને શિખરોરૂપે જ પૂજાય છે; ઓલીમ્પસ, સીનાઈ આદિને દેવતાના પ્રભવસ્થાન વા નિવાસસ્થાનરૂપે પૂજવામાં આવતા; કેટલાકની દેવવાણીરૂપે પૂજા થતી. કદાચિત્ આ ઇજીપ્ટની ધ્વજાપરના પર્વતો પણ તે રૂપે પૂજનીય ગણાતા હશે.

ઇજીપ્ટમાં દેવતાની કલ્પનામાં આ વાદનો ઘણો ઉપયોગ થયો હતો એ દર્શાવવા ઘણા દૃષ્ટાંતો છે. બાસ્ટ ને બીલાડીના માથાવાળા કલ્પવામાં આવતા; તેમની પૂજા બીલાડીના આકારમાંજ થતી. મગરને સીબેક દેવતાના અવતારરૂપે ગણવામાં આવતો. રા અને હોરસને બાજજેવા માથાવાળા કલ્પવામાં આવતા. આનુબીસના માથાનો આકાર શૃગાલના માથાજેવો ચીતરવામાં આવતો. પરંતુ, આ દૃષ્ટાંતોપરથી અનુમાન થાય છે કે તે સમયે આધિદૈવિક સંબંધવાદનો પ્રચાર ઇજીપ્ટમાં ઓછો થતો જતો હશે. ડાર્લિંગના રહેવાશીઓ ઢાલઉપર આવા જ ચિત્રો પાડતા. ઇજીપ્ટના કેટલાક પ્રદેશમાં કેટલાક પશુનો ખાવામાં ઉપયોગ કરવાનો નિષેધ પ્રસિદ્ધ છે. ઇજીપ્ટના કેટલાક દેવનું એવું સામર્થ્ય સ્વીકારાતું કે તે દેવો પોતાની દૈવી શક્તિથી ઇચ્છાનુસાર પશુનું રૂપ ધારણ કરી શકતા. આ ઉપરથી એમ લાગે છે કે મૂળ આ વાદવશાત્ જ આ પશુ પક્ષીની પૂજા હતી હશે; તથા પાછળથી આ વાદને અવલંબન કર્યા વિના આને આજ પશુ પક્ષી પૂજાતા, અર્થાત્ પાછળથી પશુ પક્ષીરૂપે જ તેમની પૂજા થતી.

**ઉત્પત્તિ-સંભાવના.**

મનુષ્યની તથા સૃષ્ટિની ઉત્પત્તિસંબંધમાં વિવિધ પ્રક્રિયાઓ ઇજીપ્ટમાં પ્રચલિત હતી. સૃષ્ટિને ઉત્પન્ન કરનાર તરીકે એક ઠેકાણે આઠ દેવતાના સમૂહને સ્વીકારવામાં આવ્યો છે. આકાશ અને તેમાંથી આવતા વર્ષાદના અધિષ્ઠાતા દેવરૂપેનું અને તેની સહધર્મચારિણી નુરૂને ગણવામાં આવતાં અગ્નિના અધિષ્ઠાતા દેવ હુ તથા હેહુરૂ છે. પૈરાણિક જલપ્રદેશમાં વ્યાપેલા અંધકારના દેવ કેકયુ અને

કેકયુર્ મનાતા. આમાંના કેટલાક દેવોના માથાં દેડકા જેવાં હતાં; કેટલાકના સાપ જેવાં હતાં. આ સમયે ગૂઢ અધકારમાં જીવનતત્ત્વનું બીજ રહેલું હતું—પૌરાણિક દંતકથાના અભ્યાસકને પ્રત્યેક ધર્મની ઉત્પત્તિ સંભાવનામાં આ દૃષ્ટિગોચર થાય છે. ઇ. સ. પૂર્વે ૩૧૨ માં લખાયેલું એક અદ્‌ભુત પુસ્તક છે તેમાં અંધરૂપી પિશાચ એપેપી-ના નાશનું વર્ણન ઘણા પ્રકરણમાં કરેલું છે; તેમાં ઉત્પત્તિની બે પ્રક્રિયાઓ વર્ણવી છે તથા દરેકમાં સૂર્યની ઉત્પત્તિ અતિ વિસ્તારથી કહી છે. તેમાંના એક પ્રકરણમાં કહ્યું છે કે રા એ પોતેજ બે પેરાનું (સાધારણ રીતે ઉત્પન્ન કરવાનું સામર્થ્ય બેપેરામાં રહેલું છે એમ મનાય છે) રૂપ ધારણ કર્યું તથા સૃષ્ટિની ઉત્પત્તિ કરી તથા તેના મુખમાંથી સર્વ પદાર્થો બહાર નીકળ્યા. તેમાં કહેવામાં આવ્યું છે કે તે સમયે પૃથિવી ન હતી, પૃથિવીઉપરની વસ્તુઓ નહતી, પેટે ચાલનારી વસ્તુઓ ન હતી; તે સર્વ બે પેરાએ નુમાંથી (તે સમયે તે સર્વ નિષ્ક્રિય અવસ્થામાં હતા) ઉત્પન્ન કર્યું; આથી દેખાય છે કે નુના જલપ્રદેશમાં રહેલા તત્ત્વમાંથી સર્વની ઉત્પત્તિ બેપેરાએ કરી. વિશે-ષમાં તત્ર બે પેરા જણાવે છે કે "મેં મારા હૃદય પ્રદેશનો ચમત્કાર બનાવ્યો, મેં મારૂમાં પાયો નાંખ્યો, મેં સર્વ વસ્તુ બનાવી તે સમયે હું એકલોજ હતો. મેં દેવશુ તથા ટેફનુટની ઉત્પત્તિ મારામાંથી કરી ન હતી. તે સમયે મને સાહાય્ય કરનાર કોઈ નહતું. " અત્ર માટ્નો અર્થ નિયમ વ્યવસ્થા છે. ઉત્પત્તિ વિધિમાં પોતાના અદ્‌ભુત સામર્થ્યનો બેપેરાએ ઉપયોગ કર્યો અથવા સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી—આ બેમાંથી એક અર્થ 'હૃદય પ્રદેશનો ચમત્કાર બનાવ્યો' એ વાક્યનો થાય છે તે સમયે બેપેરાના હૃદયમાંથી અસંખ્ય વસ્તુઓ અસ્તિત્વમાં આવી. પણ નુની આંખ —સૂર્ય—શુ અને ટેફનુટની પાછળ ઢંકાયેલી જ હતી; અને, ઘણાજ દીર્ઘ સમય પછી આબે-નુની પ્રજા—જલપ્રદેશમાંથી બહાર આવ્યા, તથા પોતાના પિતાની આંખ—સૂર્યને પણ સાથે બહાર લાવ્યા. આ સંબંધમાં જણાવવું જોઈએ કે સૂર્યને (સૂર્ય રૂપેજ) અને જલને કંઇક સવિશેષ સંબંધ છે. આ જ સંબંધવશાત્ ઓડીને જ્ઞાનરૂપી કુવામાં-ના પાણીમાટે પોતાની આંખ આપવા મીમીરને કહ્યું હતું; અંધાપો સારો કરનાર પ્રખ્યાત કુવાસાથે હમેશા આંધળા ઋષિઓની દંત કથા સંબદ્ધ હોય છે. કદાચ આ સર્વનું કારણ એવું પણ હોય કે જ્યારે જલમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે ત્યારે તે પ્રતિબિંબ આખના

આકારનું દેખાય છે. તેથી જ જ્યારે શુ અને ટેફનુટ જલપ્રદેશમાંથી બહાર આવ્યા ત્યારે નુની આંખ— સૂર્યને પણ સાથે લાવ્યા એમ કહેવાય છે; આમાં શુ દિનજ્યોતિપને સ્થાને તથા ટેફનુટ રસને બદલે હશે.

પછી ખેપેરોએ અત્યંત રુદન કર્યું; અને આ અશ્રુમાંથી સ્ત્રી પુરુષ ઉત્પન્ન થયાં. પછી ઇશ્વરે બીજી આંખ બનાવી ( અત્ર બીજી આંખનો અર્થ ચંદ્ર હશે ). ઝાડ. છોડ, પેટે ચાલતા પ્રાણીઓ પછીથી બનાવ્યા. શુ અને ટેફનુટમાંથી ગેબ અને નુર. ઓસીરીસ અને આઇસીસી, સેટ, નેફ્થીસ અને હોરસ ઉત્પન્ન થયા. આવો હેલીઓપોલીસનો દેવતાસમૂહ છે.

ઓસીરીસના ઉપાસકોના મતાનુસાર અન્ય ઉત્પત્તિપ્રક્રિયા છે. એ પ્રક્રિયા જોતાં સમજાશે કે એ પ્રક્રિયામાં ઉત્તમસ્થાન ઓસીરીસને જ આપવા માટે એ પ્રક્રિયા શોધી કહાડી હશે એમાં મુખ્ય વિષય આ છેઃ પ્રથમજ ખેપેરા કહે છે કે હું ઓસીરીસ છું, અર્થાત્ આદ્યતત્ત્વનું કારણ છું. ઓસીરીસ જણાવે છે કે હું પૂર્વે એકલો જ હતો. ઓસીરીએ નુના નિશ્ચેષ્ટ પ્રદેશમાંથી આત્મા બહાર કાઢ્યો; એટલે આત્મા આદ્ય તત્ત્વમાં મૂકયો. આ પ્રક્રિયામાં અન્ય સર્વ વાત લગભગ પૂર્વવત્ છે; ક્વચિત્ ભેદ છે–જેમકે નુ અને ખેપરાને એકજ ગણવામાં આવ્યા છે. તથા ઓસીરીસની આંખ–સૂર્ય ઘણા સમયસુધી ઝાડમાં ઢંકાઇ રહેલા હતા એમ કહ્યું છે. આદ્યતત્ત્વમાં પરમદેવ રહેતા હતા અને જલપ્રદેશમાં એમણે આત્માને મૂકયો; તેમણે પૃથિવી આદિને પોતાના જ્ઞાનમાંથી ઉત્પન્ન કર્યું, તથા તેનો આશ્રયસ્થાનરૂપે ઉપયોગ કર્યો; તેમણે શુ અને ટેફનુટની ઉત્પત્તિ કરી; તે શુ તથા ટેફનુટ સર્વ દેવગણના માતાપિતા થાય; પોતાની આંખમાંથી સૂર્ય ચંદ્રની ઉત્પત્તિ કરી તથા અંધકારનો નાશ કર્યો; આ પછી રુદનથી સ્ત્રી પુરુષની ઉત્પત્તિ થઇ; તથા વનસ્પતિ, પેટે ચાલતાં પ્રાણી તથા તારા તે પછી ઉત્પન્ન થયા;–ઇત્યાદિ ઇજીપ્શીઅનો સ્વીકારતા એમ આ ઉભય પ્રક્રિયાથી સ્પષ્ટ થાય છે. અત્યંત આદ્યતમ તથા અશિક્ષિત મનુષ્યોની સંભાવનાના કેટલાક અંશો આ પ્રક્રિયાઓમાં સ્ફુટ દેખાય છે. કેળવણીનો પ્રચાર થયા પછી આ અંશો ઉદ્ભવે એ કઠિન હતું; પરંતુ હમેશાં ધર્મનો ઉપક્રમ આવા જ અવિનીત સાધનોમાંથી થાય છે; અને આ સ્થિતિ એકવાર પામ્યા વિના જ ઈજીપ્ટમાં ધર્મનો વિકાસ થયો એમ માનનાર ભૂલ કરે છે.

આ ઉપરાંત જેનાં નામ નથી એવા કેટલાક દેવતાઓના ઉલ્લેખ તત્ર છે. એ દેવતાનું નામ આપ્યા વિના તેમના થોડા ગુણોનું જ વર્ણન કરેલું છે. એક ઠેકાણે ચતુર્મુખ તથા તોફાનને ઉત્પન્ન કરનાર દેવની પૂજાનો વિધિ વર્ણવ્યો છે; પણ તે દેવનું નામ દીધું નથી; કદાચ એ વાયુદેવ હશે, કેમકે વાયુ ચારે દિશામાંથી વાય છે.

**દેવગણો.** પીરેમીડોપર જે વાક્યો લખેલા છે તે વાક્યોમાં નવ દેવના બનેલા દેવગણોનો ઉલ્લેખ છે. આવા બે દેવગણ મળી થયેલા અઢાર દેવના બનેલા એક દેવગણનો પણ ઉલ્લેખ છે. આ દેવગણને ઇજીપ્શીઅનો પેસેટ્ કહેતા; પેસેટ્ શબ્દનો અર્થ નવ છે અને તેથી જ દેવગણ નવ દેવનો બને છે એમ એ લોકો કહેતા; જો કે વસ્તુતઃ એ દેવગણમાં નવ-કરતાં અધિક દેવ પણ હોય. આવા એક પેસેટ્માં અગીઆર દેવની ગણના કરેલી છે; કદાચ એમ પણ બન્યું હોય કે મૂળ પેસેટ્માં નવ જ દેવ હોય અને પાછળથી એ જ પેસેટ્માં એક બે સ્થાનિક દેવ વધાર્યા હોય તથા મૂળનું જ નામ કાયમ રાખ્યું હોય. પ્રધાન રીતે આવા ત્રણ દેવગણોનો ઉલ્લેખ મળી આવે છે.

આમાંના એક પેસેટને બૃહદ્ કહેવામાં આવતો; બીજાને લઘુ કહેવાતો; તથા ત્રીજાને કંઇપણ ખાસ નામ આપવામાં આવતું નહતું પહેલામાં ટેમ, શુ, ટેફનુટ્, કેબ, નુટ્, ઓસીરીસ તથા આઇસીસ, સેટ તથા નેફ્થીસની ગણના થતી; કોઇ કોઇવાર ટેમને બદલે મુખ્ય દેવરૂપે હોરસનું નામ લખાતું. બીજા દેવગણના દેવો એટલા ગૌરવવાળા નહતા. આ ત્રણે દેવગણો પંચમવંશપૂર્વે અર્થાત્ ઇ. સ. પૂર્વે ૪૪૫૦ પહેલાં સુજ્ઞાત હતા. એક દેવગણને પૃથિવીના બીજા દેવગણને આકાશના તથા ત્રીજા દેવગણને અધઃસૃષ્ટિના અધિષ્ઠાતા દેવરૂપે ગણાતા. ભિન્ન ભિન્ન સમયે તથા ભિન્ન ભિન્ન દેશમાં આ દેવતાઓની સંખ્યામાં ન્યૂનાધિકતા હતી; સ્થાનિક દેવ વા દેવીને હમેશા મુખ્ય સ્થાન આપવામાં આવતું. કોઇ કોઇ વાર સ્થાનિક દેવસાથે અન્યને જોડતા તથા તેને મુખ્ય ગણતા, હેલીઓપોલીસના રાને ટેમ સાથે જોડી ત્યાં રાટેમની પૂજા થતી.

પૂર્વે ઇજીપ્ટના લગભગ ૪૦ વિભાગ હતા; અને પ્રત્યેક વિભાગમાં સ્થાનિક દેવને ઉત્કૃષ્ટતા અપાતી. તેથી પ્રત્યેક વિભાગનો ધર્મ ભિન્નવત્ થતો. આ પીરેમીડપરના લેખોની પણ પૂર્વે લખા-

ચેલા શિલાલેખ ઇ. સ. પૂર્વે ૫૫૦૦ વર્ષ પહેલાંના શિલા લેખો સિદ્ધ કરે છે. ૭ વિભાગમાં હોરસ મુખ્ય દેવ હતા; ત્રણમાં ખ્નેમુ હતા. તથા અન્ય છમાં હાથોરને મુખ્ય સ્થાન અપાતું.

**ઇશ્વરનું સ્વરૂપ.** ઇજીપ્શીઅન લોકો દેવોને અર્થાત્ સર્વ અલૌકિક પ્રાણીને નેટેર્ કહેતા; એ દર્શાવવા લાકડાના લાંબા હાથાવાળી કુહાડીનું ચિહ્ન-બીજાક્ષર કાઢતા. પ્રથમના ચાર વંશના સમયમાં-એટલે કે ઇ. સ. પૂર્વે ૫૫૦૦ થી ૪૭૩૦ સુધીમાં-કયા કયા દેવોની પૂજા થતી તે જાણવાનું સાધન નહિવત્ જ છે; માત્ર પાલેર્મોના શિલાલેખમાં જ થોડો ઉલ્લેખ છે. પ્રથમ વંશના સમયમાં-ઇ. સ. ૫૫૦૦ થી ૫૨૪૭ સુધીમાં-પ્રેત પુસ્તકનો પુનરુદ્ધાર થયો હશે; તેથી તે સમયે જે ધર્મ પ્રચલિત હતો તે જ ધર્મ પ્રથમ ત્રણ વંશમાં-ઇ. સ. પૂર્વે ૪૭૦૦ સુધી હશે એમ માનવાનાં કારણો છે. માત્ર પાંચમાં તથા છઠા વંશમાં[1] ઇ. સ. પૂર્વે ૪૪૫૦ થી ૪૦૦૦ સુધીમાં લખાયેલા ઉનસ, ટેટા, પેપી આદિના પીરેમીડના લેખો ઇજીપ્ટની ધર્મસંસ્થાના અન્વેષણાર્થે જૂનામાં જૂનું સાધન છે; અર્થાત્ તે પૂર્વનો ધર્મ લગભગ અનુમેય જ છે. આ લેખો સ્પષ્ટ દર્શાવે છે કે તે સમયે ઇજીપ્શીઅનો વિકાસક્રમના પ્રથમ પગથીઆપર તો ક્યારના આવી પહોંચ્યા હતા. વળી, એ પણ સુસ્પષ્ટ જ છે કે આ લેખોમાં લખેલા ધાર્મિક વિચારો તથા કલ્પનાઓ અસંખ્ય વંશ શ્રેણીદ્વારા જ પ્રાપ્ત થયેલી હોવી જોઇએ. આ અદ્ભુત લેખોમાં પૂર્વોક્ત સવિભૂતિકપ્રતીકવાદ આદિ અત્યંત અશિષ્ટ તથા આદ્ય ધાર્મિક અંશો પણ દૃષ્ટિગોચર થાય છે.

**પીરેમીડાપરના લેખો.** આ લેખો ઔર્ધ્વદેહિક ક્રિયાસમયના છે તેથી પ્રાયશઃ અધોસૃષ્ટિના દેવતાઓ સંબંધમાં છે. ઇજીપ્ટની ધર્મસંસ્થા પ્રથમથી જાણવા માટે આ લેખોમાં જે દેવોનું વર્ણન વા ઉલ્લેખ છે તે જાણવાની તેમ જ અન્ય દેવોથી એ દેવોને કેવળ ભિન્ન ગણવાની ખાસ આવશ્યકતા છે. આ લેખોમાં કેટલીકવાર એકને એકજ દેવતાને તેમની વિવિધ શક્તિઅનુસાર વિવિધ નામો આપવામાં આવ્યા છે; તથા ભિન્ન ભિન્ન ગણવામાં આવ્યા છે; આવામાં વિવિધ નામો હોવા છતાં દેવતા તો એકને એકજ હોય છે. રોમમાં અને ગ્રીસમાં પણ આવું

[1] આ વંશોના સંબંધમાં કાલની ગણના કરવાની અન્યરીતિ પણ છે.

જ બનેલું દેખાય છે. એકને એક છતાં આકાશના અધિપતિ, સર્વ તારામાં સમ્રાટ્, વૃદ્ધિના દેવ, ધનના દેવ ( કારણ કે સુવર્ણ સૂર્યના કિરણજેવુંજ પીળું હોય છે, પ્રયાણના ઇશ ( કારણ કે સૂર્ય અહર્નિશ પ્રયાણ કરતા દશ્યમાન થાય છે,–ઇત્યાદિ નામથી સૂર્યને વ્યવહરાય છે. કેટલીકવાર એવું બને છે કે જે પ્રદેશમાં બહુ દેવ મનાતા હોય ત્યાં તેમાંથી કોઇ એક દેવતા અતીવ લોકપ્રિય થઇ પડે છે અથવા તો ત્યાં કોઇએક દેવના ઉપાસકો જ પ્રધાનભાગે હોય છે; આવા પ્રદેશમાં આ બહુ દેવ મનાવાને બદલે પછીથી એકજ દેવને માનવામાં આવે છે, અર્થાત્ ત્યાં એક દેવેશ્વરવાદ ઉદ્ભવે છે. કોઇ કોઇવાર ઉત્કૃષ્ટ આધિદૈવિક સંબંધવાદ અને સવિભૂતિક પ્રતીકવાદમાંથી પણ એક દેવેશ્વરવાદ ઉદ્ભવે છે; અને પછી આ એક જ દેવના વિવિધ ગુણોને લીધે તેને તે જ દેવને બહુ નામ આપવામાં આવે છે, તે દરેક નામને ભિન્ન દેવના નામરૂપે સ્વીકારાય છે તથા તેથી બહુદેવવાદને અવકાશ મળે છે,

પીરેમીડોના લેખોમાં જે દેવનાં વર્ણન છે ( તે દેવસંસ્થાનું અન્વેષણ પછી કરવામાં આવશે ) તે દેવોનાં વર્ગીકરણમાં ઉપરોક્ત નિયમ અતીવ ઉપયોગી છે. તેમાં વર્ણવેલા **નેટ્** અથવા **નીટ્**, આર્દ્રતા વા વર્ષાની મૂર્તિરૂપ છે; એમની પાસે વીજળીનું સૂચક ચિન્હ બાણ હોય છે. **હોરસ** સૂર્ય ભગવાન્‌નું અન્ય સ્વરૂપ છે **એપેરા** પણ તેમજ છે. જેમ ઇજીપ્શીઅન બીટલ[1] પોતાના ઇંડા રેતીપર ગબડાવે છે તેમજ સૂર્ય પણ આકાશમાં ગબડે છે; તેથી સૂર્યનું ચિત્ર બીટલ[1] જેવું કહાય છે. **ખ્નેમુ** શબ્દનો અર્થ ઘડનાર થાય છે; તેનું માથું ઘેટા જેવું ચિતરાય છે. મગર જેવા માથાવાળા **સીએક**, સૂર્યના બીજા બે રૂપ **રા** તથા **ટેહ**, **નુ**, તથા **હાથોર**-ના ઉલ્લેખો પણ ઉનસઆદિના પીરેમીડના લેખોમાં છે.

**પ્રાચીન ઔર્ધ્વદેહિક ક્રિયાઓ.** શબને ઇજીપ્ટમાં દાટવામાં આવતાં; તથા દારૂ, તેલ, શરીરે ચોળવાની સુગંધિ, ચપ્પુ, અલંકારો આદિ તેને રોજ ઉપયોગમાં આવતા પદાર્થો પણ તે શબની પાસે મુકવામાં આવતા. આ તેમજ અન્ય સૃષ્ટિમાં તેની ભૂતપ્રેતઆદિથી રક્ષા કરવા તે શબને તાવીત પહેરાવવામાં આવતાં. જાણે કે દાટવામાં આ-

૧ એક જાતનું ચાર પાંખવાળું વાંદા જેવું જીવડું.

આ પૂર્વે તે શબને એવડું કરી દેવામાં આવ્યું હોય તેવા રૂપમાં તેને અંદર મુકાતું.

એ શબ ઉપર વિવિધ આકારની કબર ચણવામાં આવતી. ઓસીરીસને પ્રેતના અધિષ્ઠાતા દેવ માનવામાં આવતા; એ પંથમાંથી જ શબની રક્ષા કરવાનો વિધિ ઉદ્ભવ પામ્યો હતો. પણ પીરેમીડો બાંધવાનો રિવાજ સાધારણ થયો તે પૂર્વે વિવિધ જાતની કબરો હતી. પ્રથમ વંશના સમયમાં બાંધેલી એક કબરમાં વિવિધ ઓરડાઓ હતા. આમાંના એક ઓરડામાં ફેરોહોનું શબ હતું તથા અન્ય ઓરડામાં વાસણ આદિ ભર્યું હતું, બહારના ભાગમાં તડોના રૂપમાં બારણાં હતાં; આમાંથી એમનો કા યથેષ્ટ જા આવ કરી શકે એ આ દ્વાર રાખવાનો આશય હતો. આની આસપાસ એક મોટી ભીંત હતી. અને આ દ્વારો દ્વારા વિવિધ પદાર્થો થોડે થોડે સમયે એ કબરમાં મુકવામાં આવતા. કોઇ કોઇ કબર પાસે તો મરનારની સ્ત્રી તથા તેના નોકરો આદિના ચિત્રો મુકાતાં.

**પીરેમીડો.** આવી નાની કબરોને બદલે પછીથી અત્યંત મોટા પીરેમીડો કરવા પ્રતિ લોકોનું વલણ થતું ગયું. પીરેમીડો મોટી કબરો, ઔર્ધ્વદૈહિક ક્રિયા અર્થે કરેલા શિલાના સમુચ્ચય વિના અન્ય કશું જ નથી. પીરેમીડ કરવામાં પથ્થરને બદલે ગ્રેનાઇટનો પણ ઉપયોગ થાય છે. કેટલીકવાર આ ઘુમટ આકારના બાંધવામાં આવે છે; તથા અંદર જવા માટે ઉત્તર દિશામાં એક ગેલરી રાખવામાં આવે છે; તથા શબને અંદર દાટયા પછી આ ગેલરી રાખવામાં આવે છે; તથા શબને અંદર દાટયા પછી આ ગેલરી બંધ કરી દેવામાં આવે છે. પ્રથમ તો આ પીરેમીડો પર કંઇ પણ લખવામાં આવતું ન હતું; કંઇ પણ શોભા કરવામાં આવતી ન હતી, પણ પાછળથી તેના પર ભાવી જન્મ સંબંધી લેખો કોતરાવવાનો રિવાજ પડયો; અને આ રિવાજને લીધેજ આ ધર્મ સંબંધના લેખોનો લાભ આપણે લઇ શકીએ છીએ. આ પીરેમીડની પૂર્વમાં એક મંદિર બાંધવામાં આવતું; અને તેમાં નિયમસર શ્રાદ્ધ જેવી ક્રિયા થતી. મરણ પછી તેને દેવ તરીકે જ સ્વીકારાતો અને તેથી તેની દેવનારૂપમાં તૈયાર કરેલી મૂર્તિને તે કામ માટે ખાસ કરેલા એક સ્થાનમાં ગોઠવવામાં આવતી.

આ પ્રકારનાં પીરેમીડોનો પ્રચાર ઇજીપ્ટમાં જ હતો આવા પ્રકારની કબરો બાંધવાનો રિવાજ ઇ. સ પૂર્વે ૩૦૦૦ વર્ષ પહેલાનોજ છે. આ ભવ્ય પીરેમીડો બહુ જ બુદ્ધિથી બાંધવામાં આવતાં; તે બાંધવામાં ગણિતશાસ્ત્રનો પણ ઘણો જ ઉપયોગ કરવો પડતો. બહારથી બધા પીરેમીડો ચૂનાના તથા પથ્થરના બંધાતા, અંદરના ભાગમાં જમીન કરતાં પણ નીચે એક ખાસ ઓરડો શબને માટે બાંધવામાં આવતો. તે ઓરડામાં પ્રવેશ અર્થે એક ઉત્તર દિશામાં માર્ગ રાખવાનો પ્રચાર હતો. ક્વચિત્ ઉઘાડી તથા દઇ શકાય એવા પથ્થરના બારણા પણ કરવામાં આવતાં.

જૂનામાં જૂનું પીરેમીડ ગાઇઝામાં છે; તે ચીઓપ્સ અથવા તો ખુફનુ છે એમ કહેવાય છે. તે પછી આબુ રોશમાં બંધાયું હતું. ગાઇઝા આગળ બીજા પીરેમીડમાં ખાફ્રાને દાટવામાં આવ્યા હતા. પીરેમીડો ઉપર જે લેખો છે તેમાં અન્ય પીરેમીડોનો ઉલ્લેખ હોય છે, તે સર્વ પીરેમીડો હાલમાં ઓળખી શકાતાં નથી.

**શબની રક્ષા.** ઉપર કહ્યું છે તેમ શબની ઘણી જ રક્ષા કરી સાચવી રાખવું એ ઓસીરીસના ઉપાસકોની શોધ હતી. શરીર એ પવિત્ર વસ્તુ છે તેથી તથા તેમાંથી ઉદ્ધત અને જ્વલંતરૂપમાં આત્મા બહાર નીકળે તેથી વનચર પશુપક્ષી આદિને શરીર ખવડાવી દેવું નહિ જોઇએ એવું શિક્ષણ એ અનુયાયીઓ આપતા. જે સમયનો ઇતિહાસ પણ જ્ઞાત નથી તેવા સમયમાં શબને સૂર્યના તાપમાં સુકવવામાં આવતું; અથવા તો તેના પર રાખની કોઈ પ્રકારની ઔષધિ ચોપડી તેને સુરક્ષિત રાખવામાં આવતું. પછીથી આ રિવાજમાં સુધારો થતો ગયો. તેના ઉપર વિવિધ ઔષધિ લેપ કરવાનો તથા તે માટે અત્યંત મોટા વિધિનો પ્રચાર થયો. બેની હસનની કબરપરથી નિશ્ચય થાય છે કે તે સમયમાં શબમાંથી શરીરના આંતર અવયવો કાઢી લેવામાં આવતા; તથા તેને ચાર ખાનાવાળી એક પેટીમાં મુકવામાં આવતા. તે પેટીના દરેક ખાનાપર તેના અધિષ્ઠાતા દેવનું નામ લખાતું. એ જ સમયમાં, કેટલાક શબના આંતરડા આદિ કાઢી લઈ પેટીમાં મૂકવાને બદલે તે તે ખાનાપર તે તે અવયવનું નામ જ લખવામાં આવતું. અને આ નામ લખવાથી અંદર એ ભાગ મૂકયા જેટલું જ ફળ મળશે એવી ભાવના થતી.

શબની રક્ષા કરવાનો આવો ગંભીર વિધિ પ્રથમ તો માત્ર

ફેરેહોના કુટુંબમાં જ હતો; કારણ કે ફેરેહો અને ઓસીરીસ એક જ છે એવું માનવામાં આવતું. પણ ટુઆટના અંધકારમય ઓરડામાં તેમની સેવા કરવા તેમને સેવકોની જરૂર પડે એમ ધારણા થવાથી તે સેવકોમાં પણ એ વિધિનો પ્રચાર થયો. અને ત્યાર પછી એક પછી એક એમ પ્રત્યેક વર્ગના લોકોએ એ પ્રચારને આવકાર આપી સ્વીકાર કર્યો. ગરીબમાં ગરીબ માણસના શબને પણ સર્જીમાં થોડા દિવસ ડુબાડી રાખવામાં આવતું—આ એ વિધિની પરાકાષ્ઠા હતી. તે સમયમાં એ વિધિમાં ઘણોજ ખર્ચ થતો. જો ભવ્યતાથી એ વિધિ કરે તો લગભગ ૧૦૦૦૦ રૂપીઆ જેટલો ખર્ચ થતો.

જ્યારે કોઇનું પણ મરણ થાય ત્યારે જે લોકોનું એજ આજીવિકાનું સાધન હતું તે લોકોની આ વિધિ સંબંધમાં સલાહ લેવામાં આવતી. વિવિધ કક્ષામાં આ વિધિને પામેલાં કેટલાંક શબો તે મરનારના સગાંઓને આ વિધિ કરનાર બતાવતા; તથા તેમાંથી કયા શબ પ્રમાણેનો વિધિ પસંદ છે એમ પૂછતા. એ વિધિનો સાધારણ પ્રકાર આ હતો. કોઇ ઔષધિરસ માથામાં પ્રવેશ કરાવવામાં આવતો અને તેથી છુટા પડી ગયેલા મસ્તિકના કકડા ચીપીઆવતી બહાર કાઢતા. શરીરમાંથી માંસ આદિ કાઢી નાંખતા; માત્ર બહારનું રૂપ યથાર્થ રહેવા દેતા; અને તે શરીરના થયેલા પોલાણમાં લાકડાના વેર, અભ્રક વા અન્ય ઔષધિઓ ભરાતી; આમ કરવાથી એ મરનારની આકૃતિ પૂર્વવત્ જ રહેતી. પછીએ શરીરને સર્જીમાં લગભગ ૭૦ દિવસ ડુબાડી રાખવામાં આવતું. તેના પર કપડું વિંટાળી એક કફનમાં મુકવાનો રિવાજ હતો. આ મરનારના મોઢા જેવું એક મોઢું આ કફન પર કોતરવામાં આવતું; તે કફન પર ભવ્ય તથા સુંદર દેવોના ચિત્રો, તાવીતો, ગૂઢાક્ષરો તથા બીજ-ચિન્હો પાડવામાં આવતાં.

જે બરણીમાં આંતરડાં આદિ અવયવો મુકવામાં આવતાં તેનાં ઢાંકણા મનુષ્યના જેવા માથાવાળાં કોતરવામાં આવતાં. પાછળથી તે ઢાંકણાઓનો આકાર હોરસના ચાર પુત્રોના—મનુષ્યના જેવા માથાવાળા મેસ્ટી, વાંદરાના જેવા માથાવાળા હેપી, શીયાળના જેવા માથાવાળા ટૅમુટેફ, અને બાજના જેવા માથાવાળા ક્વેબ્સેનુફ—ઉત્તર, દક્ષિણ, પૂર્વ તથા પશ્ચિમના અધિષ્ઠાતા દેવોના—માથા જેવો કોતરવામાં આવતો. આ ચાર બરણીમાં પેટ, નાનુ તથા મોટું આંતરડું, ફેફસાં, હૃદય તથા યકૃત્ આદિ મુકાતાં;

પુનરૂદ્ધાર થાય ત્યારે પાછાં આના આજ ભાગો મરનારને મળે એ વિચારથી એ બરણી શબ પાસેજ મુકવામાં આવતી. મધ્ય અમેરિકાના મયા નામના લોકોમાં પણ આવોજ પ્રચાર હતો એ ઘણું આશ્ચર્ય કારક હતું.

પૈસાદાર ઇજીપ્શીઅનોની કબરમાં ખુરશી, બરણી. આરસા, ગાડી આદિ ઘણી કિમતી વસ્તુઓ મુકાતી. કબરમાં થોડાં નાનાં પુતળાં પણ ઈ. સ. પૂર્વ ૧૫૮૦ ની આસપાસ મુકવાનો પ્રચાર હતો; આ પુતળાંઓને ઉશાબટીઉ કહેવામાં આવતાં; આ પુતળાં વિવિધ ઉદ્યોગની મૂર્તિરૂપ હતાં; અને અન્ય જન્મમાં મરનારને ઉપયોગી થઇ પડે એવા આશયથી તે કબરમાં મુકવામાં આવતાં. આ કબરની સર્વ બાજુપર ધર્મપુસ્તકોમાંથી લેખો કોતરાતા વા લખાત; અથવા તો મરનારના કાને ખોરાક, દારૂ આદિ આપતી વખતે બોલવાની પંક્તિઓ લખાતી. શબને દાટવાનો વિધિ ઘણોજ ભવ્ય હતો. તે વિધિ રા–ઓસીરીસની રાત્રિના મુસાફરીનો પ્રતિરૂપ હતો. તે સમયે નિયત થયેલી પંક્તિઓ ઉચ્ચારાતી તથા ધુપ થતો. મરનારનાં સગાં મોટેથી રૂદન કરી વિલાપ કરતાં; જ્યારે કબર પાસે તે શબ આવી પહોંચતું ત્યારે ઘણોજ તીવ્ર અવાજ કાઢી કેટલાક માણસો (જેમનો ધંધો એ જ હતો) તે થતા રૂદનમાં સાહાય્ય અર્પતા. કબર પાસે એ શબને બહાર કાઢી માણસ બેસે તેવી સ્થિતિમાં કબરની બહારની ભીંત પાસે બેસાડવામાં આવતું; આ બેસાડવાનું કામ શીયાળના મોઢા જેવા મોઢાવાળા આનુબીસનો વેષ ધારણ કરનાર એક પૂજારીનું હતું. તે વખતે એક દીર્ઘ સમય સુધી ચાલે એવો વિધિ કરવામાં આવતો; આ વિધિને ઘણું મહત્વ અપાતું; આ વિધિનું નામ " મોઢું ઉઘાડવાની ક્રિયા " હતું. ઘણાજ અદ્દભુત શપથ તથા ચિન્હો સહિત તે શબનું મોઢું ઉઘાડાતું; તે પછી તે મરનાર એ મોઢાનો ખાવામાં, પાવામાં તથા બોલવામાં ઉપયોગ કરી શકે એવા વિચારથી આ ક્રિયા કરવામાં આવતી. આ ક્રિયા પછી કફનને કબરમાં ઉતારવામાં આવતી.

ઇજીપ્શીઅન લોકો એવું માનતા કે ભાવી જન્મમાં એ મરેલા માણસને શું મળશે અને શું નહિ મળે તેનો આધાર તેનાં જીવતાં સગાંપર છે. જો તે લોકો નિયમસર આ સૃષ્ટિમાં નિવાપ કા આપ્યા ન કરે તો એ મરેલા માણસની ઘણી દુઃખી સ્થિતિ થાય; અને તેનો કા ભૂખે જ મરે. આ કા તે મરનારનો દ્વિતીય હતો; તે તેના જન્મસહ આ સૃષ્ટિમાં આવ્યો હતો. આ કા નીચે વર્ણવવામાં આવનાર બા થી કેવળ ભિન્ન છે. બા મરણ પછી પક્ષીનું રૂપ ધારણ કરે છે; અર્થાત્, જો ઔર્ધ્વદેહિક ક્રિયા યથાર્થ રીતે કરવામાં આવે તો યથેચ્છરૂપ ધારણ કરવાની

શક્તિ બા માં છે. મનુષ્યને જીવનતત્વ અર્પનાર ખાસ જાગ્રત સત્તાનું નામ કા હતું એમ ઘણાનું માનવું છે. બાઇબલમાં કહ્યું છે: કે ઇશ્વરે મનુષ્યમાં જીવનનો શ્વાસ મુક્યો અને તે સજીવ થયો. જ્યારે માણસ મરી જાય છે ત્યારે તેનો કા શરીરનો ત્યાગ કરે છે; પણ તેમાં સ્નેહ રાખે છે; તથા કોઇ કોઇવાર એ મૃત શરીરમાં પ્રવેશ પણ કરે છે. આ કાને માટેજ ઇજીપ્શીઅનો કબરમાં ખાન-પાનાદિના સાધનો મુકતા.

**બા.** ઉપર કહ્યા પ્રમાણે મરણ પછી આ બા શરીરમાં રહેતો નથી, પણ બહાર ઉડી જાય છે. ઈજીપ્શીઅનોથી ઇતર ઘણી પ્રજામાં આત્મા પક્ષીનું રૂપ ધારણ કરે છે એમ માનવામાં આવે છે. પક્ષીની હવામાં ઉડ-વાની શક્તિ, શી રીતે તે ઉડી શકે છે તે અજ્ઞાત હતું, તેની મધુર વાણીની અસ્પષ્ટતા–ઇત્યાદિ કારણોવશાત્ પક્ષી અદ્દભુત તથા ઇર્ષ્ય-ણીય છે એમ સ્વીકારતું. હાડકા તથા માંસના બનેલા માનવશરી-રમાં તેને બંધન થાય છે; અને મરણ પછી આ દેહથી મુક્ત થયેલા બાને પક્ષી જેવી સ્વતંત્રતા હોવી જોઇએ એમ ધરાતું. દેવોને પણ પાંખ હોવી જ જોઈએ; અને પોતાની પણ મરણ પછી એવી જ સ્થિતિ થવી જોઇએ એવું એ લોકો સ્વીકારતા.

બ્રાઝીલના બોરોઝલોકો પણ આત્માનો આકાર પક્ષી જેવો જ છે એમ માનતા. બોહેમીઆમાં જીવ સફેદ પક્ષી છે એવી કલ્પના થતી. સુમાત્રા તથા જાવાના લોકો પણ માણસના અમર ભાગને પક્ષીના આકારમાં ચીતરે છે. ઈજીપ્ટની માફક અન્ય દેશો પણ જીવને પક્ષીનું રૂપ આપતા; પણ જેટલો સમય આ માન્યતાએ ઈજીપ્ટમાં સામ્રાજ્ય ભોગવ્યું તેટલો સમય અન્ય કોઈ પણ દેશમાં આ મતને સ્થાન મળ્યું ન હતું.

કોઇપણ પ્રજા ઔર્ધ્વદેહિક ક્રિયાને ઇજીપ્શીઅનો જેટલું મહત્વ આપતા નહતા. ઘણાખરા ઈજીપ્શીઅનનું અખિલ જીવન મરણ માટે લાંબી તૈયારી રૂપ જ થઇ રહેતું એમ કહેવું કંઇ અતિશયોક્તિ નથી. જો કોઇ પણ પ્રજા પોતાનું જીવન અનંતકાલને માટે તૈયારી કર-વાની શાળા માત્ર જ છે એમ સમજતી તો તે આ અગમ્ય તથા અદ્દભુત ઈજીપ્શીઅન પ્રજા જ હતી. પૃથિવીપરની ઘણી જૂની ન-દીના તટને તે પ્રજાના ભવ્ય અસ્થ્યાદિશેષ અલંકૃત કરે છે; તથા પોતાના અદ્દભુત કાર્યોનું અનુકરણ કરવા આધુનિક સમયમાં થતાં કાર્યો પ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે.

( અપૂર્ણ )

ઇશ્વરલાલ.

# અર્વાચીન માનસશાસ્ત્ર.

( અનુસંધાન સદુપદેશ શ્રેણી ૩૩ ના પૃષ્ઠ ૮૨ થી )

## પ્રકરણ ૯.

### અભ્યાસ અને માનસિક માર્ગો.



વર્ષાઋતુના અંત સમયમાં ઘણા વપરાશવિનાની કેટલીક જગાઓ ઉપર પુષ્કળ લીલોતરી ઉગી હોય છે, તે પછી તેની મધ્યમાં થઇ જનાર મનુષ્યો એક પગથી પાડે છે. જે માર્ગે થોડાં પગલાં જેવું પડ્યું હોય છે, તે માર્ગે બીજા જનારાઓ જાય છે, અને થોડી જ વારમાં ત્યાં પગથી પડી જાય છે. આ જ પ્રમાણે ગાડાં જે માર્ગે જવાનું શરૂ કરે છે તે માર્ગે ક્રમે ક્રમે એક ચીલો પડે છે અને ગાડાંના બળદ તે ચીલે જ ચાલે છે.

જેવી રીતે પૃથ્વી ઉપર આ પગથી પડે છે અથવા ચીલા પડે છે તે જ પ્રમાણે મનના પ્રદેશમાં પણ પગથી અથવા ચીલા પડે છે. અને તેને માનસપગથી કહેવામાં આવે છે. મનુષ્યો તેમજ પશુઓ પડેલી પગથી કે ચીલો જ શોધે છે અને સ્વાભાવિકરીતે ત્યાં જ દોરાય છે તેજ પ્રમાણે મનના વિચાર પણ પડેલા પગથી શોધે છે. આપણે જોઇએ છીએ કે એકવાર કરેલો વિચાર ફરીથી કરવાનું કામ આપણને ઘણું સરળ લાગે છે. એકવાર કરેલી ક્રિયા પુનઃ કરવાનું કાર્ય સરળ જણાય છે. અને જેમ જેમ એકના એક જ વિચારનું અધિક અધિક આવર્તન થયા કરે છે, એકની એક જ ક્રિયા વારંવાર કરવામાં આવે છે, તેમ તેમ તે વિચાર કરવાનું અથવા તે ક્રિયા કરવાનું અત્યંત સરળ થતું જાય છે, એટલું જ નહિ પરંતુ સમય જતાં તે એટલું સરળ થયેલું જણાય છે કે તે કરવામાં જરા પણ માનસ પ્રયત્ન કરવો પડતો હોય તેમ લાગતું નથી, અને તેને આપણે કહીએ છીએ કે એ કાર્ય તો હવે અભ્યાસરૂપ થઇ ગયું. એની ટેવ પડી ગઇ.

મનનો સ્વભાવ જ એવો છે, તેનું વલણ જ એવું છે કે તે હમેશાં અત્યંત સરળ માર્ગ અથવા જ્યાં જરા પણ સામું બળ વાપરવું ન પડે તેવા માર્ગને જ ગ્રહણ કરે છે. માત્ર જ્યારે નિશ્ચયબળ મનના ઉપર અંકુશ મૂકે છે અને એવા સરળ માર્ગને ગ્રહણ ન કરવા દૃઢ આગ્રહ કરે છે ત્યારે જ તેને સરળમાં સરળ માર્ગને ગ્રહણ કરતાં અટકવાની ફરજ પડે છે. તે વિના તે પોતાનું જ ધાર્યું કરે છે. વિદ્યાર્થીઓના મનનું અવલોકન કરી જોતાં આ વાર્તા ઘણી સ્પષ્ટ થશે. ઘણા વિદ્યાર્થીઓની માનસસ્થિતિનું અવલોકન કરશો તો જણાશે જ કે તેમને થઈ ગયેલા પાઠ વાંચવા ઘણા પસંદ પડે છે. શીખી ઉતરેલી બાબતો જોવામાં અને વાંચવામાં અધિક રસ જણાય છે. માત્ર જેઓ આગ્રહથી નવું જોવાના સ્વભાવવાળા હોય છે, તે જ પ્રયત્ન વડે નવી વસ્તુઓમાં પોતાના મનને જોડી શકે છે.

અભ્યાસનું સામર્થ્ય આપણને આ સ્થળે પૂર્ણ દૃષ્ટિગોચર થાય છે, અને સદ્દઅભ્યાસની મહત્તા આપણને પ્રત્યક્ષ થયા વિના રહેતી નથી. આવો અભ્યાસ આપણને એક આશિર્વાદ સમાન છે. એ અભ્યાસના બલવડે આપણે થોડી જ વારમાં નવીન માનસ માર્ગો ઉત્પન્ન કરી આપણા જીવનમાં મહાન્ ફેરફાર કરવા સમર્થ થઈ શકીએ તેમ છે. એ જ અભ્યાસના બલવડે આપણે આપણા ચારિત્ર્યને નવું રૂપ આપી શકવા સમર્થ છીએ. એ જ અભ્યાસના પ્રબલ માહાત્મ્યને લીધે આપણે આપણા સમગ્ર સ્વરૂપમાં ઇચ્છાનુસાર ભવ્યતા, રમણીયતા અને તેજસ્વિતા લાવી શકવા સમર્થ છીએ.

પરંતુ આપણે સાથે સાથે એ પણ જાણવાનું જ છે કે જેવી રીતે સદ્દઅભ્યાસના બલવડે આપણું જીવન સુધારવાનું કાર્ય સરળ છે, તેવું જ અસદ્દઅભ્યાસથી તેને બગાડવાનું પણ સરળ છે. કારણ કે ખોટી ટેવો પડતાં ખોટા વિચારો અને ખોટી ક્રિયાઓ કરવાનું કાર્ય પણ સરખું જ સરળ થઈ જાય છે.

મનુષ્ય જીવનની મહત્તા તરફ જેનું લક્ષ ગયું છે, મનુષ્ય જીવન શા માટે પ્રતીત થાય છે તેવું દુઃખરૂપ જ રહેવું જોઈએ અને શા માટે તે અત્યંત સુખમય થવું ન જોઈએ તેનો જેમણે વિચાર કરવા માંડયો છે, મનુષ્યજીવનને જુદું જ રૂપ આપવાનું પૂર્ણ શક્ય છે એવું જેમણે જાણ્યું છે તે અર્વાચીન માનસશાસ્ત્ર આ

માનસપગથી અથવા માનસમાર્ગો તરફ મનુષ્ય માત્રનું સંપૂર્ણ લક્ષ ખેંચે છે અને માનસમાર્ગની મહત્તા ભાર દઈને સમજાવે છે. આપણાં પ્રાચીન શાસ્ત્રોને તો અભ્યાસનું બલ સંપૂર્ણ જ્ઞાત હતું જ અને તેના જ પરિણામે આપણે ગીતામાં મનને વશ કરવા અભ્યાસના અંગને પ્રધાનતા અપાયેલી જોઇએ છીએ.

મનને વશ કરવું એટલે શું ? આપણે નિશ્ચય કરીએ તે વિચારમાં તેને જોડી રાખવું તે. મનને ઇપ્સિત વિષયમાં ઇચ્છાનુસાર જોડવાનું બલ અભ્યાસ વિના કદી પ્રાપ્ત થતું નથી, અને તે ઉપરથી અભ્યાસની માનવજીવનમાં અનિવાર્ય અગત્ય સિદ્ધ થાય છે.

મનુષ્ય અજ્ઞાનના કારણથી અનેક ખોટા વિચારોને ધારણ કરે છે. આ વિચારો અભ્યાસને લીધે અત્યંત સરળ થઈ ગયા હોય છે, અને તે વિચારો મનુષ્યને અનેક પ્રકારનાં બંધનમાં રાખી સુખનો અનુભવ થવા દેતા નથી. આ ખોટા વિચારોને બદલવા માટે મનના પ્રદેશમાં નવીન વિચારના માર્ગ પાડવાની જ અગત્ય છે.

અભ્યાસના બળવડે વિરોધી બળ ઉપર જય મેળવી શકાય છે એ જ અભ્યાસની ખરી મહત્તા છે. વિરોધી બળ ગમે તેટલું હોય છે, છતાં અભ્યાસ તેનો પરાજય કરવા સંપૂર્ણ રીતે સમર્થ છે. ક્રમે ક્રમે પણ દૃઢપણે વિરોધી બળનો નાશ કરવાનું અત્યંત મહત્વનું કાર્ય અભ્યાસ નિરંતર કર્યા જ કરે છે. ગમે તો માનસિક શારીરિક કે યાંત્રિક ક્રિયાઓ જોશો તોપણ તમને આ જ નિયમ અસ્ખલિતપણે પ્રવર્તતો જણાશે. ચાલવાની, બોલવાની, કસરત કરવાની અને એવી જ કોઇ શારીરિક ક્રિયામાં નવીન ફેરફાર કરતાં વિરોધી બળ તમને કામ કરતું જણાશે. તે કામ કરવામાં થોડી અને પ્રસંગે ઘણી કઠિનતા લાગશે. પરંતુ એકવાર, બેવાર, પાંચવાર એમ વારંવાર તે ક્રિયા થતાં વિરોધી બળ જતું રહેશે, અને કઠિનતાની જગાએ સરળતા જણાશે. મનના વિચારના સંબંધમાં પણ તેમ જ થશે. યંત્રોના સબંધમાં પણ તે જ નિયમ પ્રવર્તે છે. નવું યંત્ર અથવા નવું તાળું, વાપરતાં વાપરતાં જ સરળતાથી કામ કરતું જણાય છે. કાગળની એક ગડી પડી હોય તો પછી તેને ગડીબંધ વાળી દેતાં વાર લાગતી નથી. આ બધા વ્યતિકરોએ એક જ નિયમને સિદ્ધ કરે છે.

માત્ર ઉપર ઉપરના જ ફેરફારો આ રીતે થાય છે એમ નથી પરંતુ શરીરના અણુના ગર્ભભાગમાં પણ અભ્યાસના બલની અસર

